સ્વરૂપ આગળ કહેવાઇ ગયું છે, એ ચિદાભાસનેજ (જીવનેજ) વિવેકાદિ ને શ્રવણાદિ સાધનોવડે સદ્‌ગુરુની અમોઘ કૃપાથી 'હું બ્રહ્મ છું,' અને 'આ સર્વ બ્રહ્મ છે' આવું ત્રિવિધતાપનું અત્યંત શમન કરનારું અને પરમાનંદરૂપે અવિચલ સ્થિતિ કરાવનારું જ્ઞાન ઉત્પન્ન થાય છે. હવે એ વિષયને વધારે સ્પષ્ટ કરવા ચિદાભાસની જે અવસ્થાઓ છે તે તમને કહેવાય છે. એ ચિદાભાસની આ સાત અવસ્થાઓ છે:–અજ્ઞાન, આવરણ, વિક્ષેપ–ભ્રાંતિ–શોક, પરોક્ષ-જ્ઞાન, અપરોક્ષજ્ઞાન, વિક્ષેપનાશ-ભ્રાંતિનાશ–શોકનાશ–ને અતિહર્ષ. કોઈ અજ્ઞાની મનુષ્યને કોઇ મનુષ્ય પ્રશ્ન કરે કે 'તમે બ્રહ્મને જાણો છો ?' ત્યારે તે અજ્ઞાની મનુષ્ય તેને કહે છે કે 'હું બ્રહ્મને જાણતો નથી,' એવી રીતે અજ્ઞાની મનુષ્યના જીવમાં રહેલું અનાદિકાલનું બ્રહ્મસંબંધી જે અજ્ઞાન તે અજ્ઞાન ચિદાભાસની પહેલી અવસ્થા છે. અયોગ્ય ઉપાયોનું અવલંબન કરીને વા ઉપરટપકે કોઈ શાસ્ત્ર વાંચીને કે સાંભળીને તે અવિવેકી પુરુષ કોઇ મનુષ્યના બ્રહ્મસંબંધી પ્રશ્નના ઉત્તરમાં 'બ્રહ્મ નથી, ને તે બ્રહ્મ પ્રતીત થતું નથી' એમ કહે તો તેનું તેવું કથન તે ચિદાભાસની આવરણનામની બીજી અવસ્થાથી થાય છે એમ જાણવું. 'હું કર્તા છું,' 'હું ભોક્તા છું,' 'હું સુખી છું,' 'હું દુઃખી છું,' 'હું મૂઢ છું,' 'હું અંધ છું,' 'હું લૂલો છું,' ને 'હું જ્વરથી પીડાઉં છું,' ઇત્યાદિ કથનોના હેતુભૂત જે ચિદાભાસની અવસ્થા તે ચિદાભાસની વિક્ષેપનામની ત્રીજી અવસ્થા છે. આદર-પૂર્વક સતશાસ્ત્રોના શ્રવણથી, વાચનથી ને એકાંતમાં યુક્તિપૂર્વક તેનો વિચાર કરવાથી તે મનુષ્યને 'બ્રહ્મ છે' આવો જે નિશ્ચય થાય છે તે નિશ્ચયવાળી ચિદાભાસની અવસ્થા પરોક્ષજ્ઞાનનામની ચોથી અવસ્થા કહેવાય છે. પોતાના વાસ્તવિક સ્વરૂપનો અને પ્રતીત થતા જગતના

વાસ્તવિક સ્વરૂપનો વેદવાક્યોને તથા પોતાના સદ્ગુરુનાં વચનોને અનુસરી બહુભાવથી સૂક્ષ્મદષ્ટિવડે વારંવાર વિચાર કર્યા કરવાથી અંતઃકરણની એકાગ્રતા, સૂક્ષ્મતા ને પ્રતિબંધક સંસ્કારોની નિવૃત્તિ થતાં તે અભ્યાસી મનુષ્યને 'હું બ્રહ્મ છું,' અને 'આ સર્વ બ્રહ્મ છે' આવો જે બ્રહ્માનુભવ થાય છે તે ચિદાભાસની પાંચમી અપરોક્ષ-જ્ઞાનનામની અવસ્થા છે. મનુષ્યને બ્રહ્મનું દઢ અપરોક્ષજ્ઞાન થતાં તેના અંતઃકરણમાંથી અજ્ઞાન, આવરણ ને ભ્રાંતિરૂપ વિક્ષેપ દૂર થતાં માનસપરિતાપરૂપ શોકનો જે અત્યંત ઉચ્છેદ થઇ જાય છે તે **શોકનાશનામની** ચિદાભાસની છઠ્ઠી અવસ્થા છે, ને બ્રહ્મના દઢ અ-પરોક્ષજ્ઞાનવડે સર્વ માનસપરિતાપોની નિવૃત્તિ થતાં તે બ્રહ્મવેત્તાને પરમાનંદનો-વિષયરૂપ ઉપાધિવિનાના નિરવધિ આનંદનો-નિરંકુશ (કોઇ પણ વિષયથી નહિ દબાવી શકાય એવી) તૃપ્તિનો-જે અનુ-ભવ થાય છે તે ચિદાભાસની **અતિહર્ષનામની** સાતમી અવસ્થા છે.

પૂર્વોક્તરીતે બ્રહ્મનું અજ્ઞાન અને બ્રહ્મનું જ્ઞાન એ બંને ચિદા-ભાસને થાય છે. એ ચિદાભાસ વા જીવ અનાદિ છે. બ્રહ્મનું દઢ અપરોક્ષજ્ઞાન થવાથી એ ચિદાભાસ પોતાનું મિથ્યાપણું અનુભવી પોતાનું વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મ છે એમ સ્પષ્ટ અનુભવે છે, ને સર્વ જગત્‌નું મિથ્યાપણું જાણી તેનો તેના વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મથી અભેદ છે એમ પણ અનુભવે છે. હું એવો શબ્દ વ્યવહારકાલે જીવ-નો-અહંકારસહિત આત્માનો-બોધ કરે છે, અને જ્ઞાનકાલે એ અહંકાર આત્મામાં વિલીન થઇ જવાથી તે વેલા માત્ર આત્માજ અવ-શેષ રહે છે.

ભગવાન્ પ્રજાપતિજેવાએ વિરોચનને આત્મસ્વરૂપનો ઉપદેશ કર્યો, પણ બુદ્ધિની મંદતારૂપ પ્રતિબંધને લીધે વિરોચનથી તે સમજાયો

નહિ, માટે પોતાના અંતઃકરણમાં રહેલા આત્મજ્ઞાનના પ્રતિબંધની નિવૃત્તિ પણ આત્માનું જ્ઞાન પ્રાપ્ત કરવા ઇચ્છનારે કરવી જોઇએ. એ પ્રતિબંધ ત્રણ પ્રકારના છે, ભૂત, વર્તમાન ને ભાવી. પૂર્વે તીવ્ર રાગથી કોઈ વિષય કોઇ ભોક્તાએ ભોગવ્યો હોય તેથી તે ભોક્તાના અંતઃકરણમાં તેના બલવાન્ સંસ્કારો પડ્યા હોય છે, એ સંસ્કારો વારંવાર વાસનારૂપ પરિણામ પામી અંતઃકરણને તે વિષયને આકારે કર્યાં કરે છે તેથી વેદાંતવાક્યોનું કે પોતાના સદ્‌ગુરુનાં વાક્યોનું શ્રવણ કર્યાં છતાં પણ તે મનુષ્યનું અંતઃકરણ બ્રહ્માકાર થઇ શકતું નથી. તે મનુષ્ય એકાંતમાં શ્રવણ કરેલા વિષયનું મનન પણ કરી શકતો નથી, કેમકે તે વેલા પણ તેનું અંતઃકરણ પૂર્વે અનુભવેલા વિષયોનું ચિંતન કરવા લાગે છે. અંતઃકરણની આવી સ્થિતિ તે ભૂતપ્રતિબંધ કહેવાય છે. વૈરાગ્ય, શમ ને દમના અનુષ્ઠાનવડે અથવા જે વિષયનું સ્મરણ થાય તે વિષયમાં રહેલા ચૈતન્યનું ધ્યાન કરવાવડે આ ભૂતપ્રતિબંધ દૂર કરી શકાય છે. વર્તમાનકાલના જે વિપરીત હેતુઓ શ્રોતાના અંતઃકરણને બ્રહ્માકાર થવા દેતા નથી તે વર્તમાનપ્રતિબંધ કહેવાય છે. એ વર્તમાનપ્રતિબંધ ચાર પ્રકારના છે, બુદ્ધિનું મંદપણું, વિષયાસક્તિ, કુતર્ક ને વિપર્યયમાં દુરાગ્રહ. શ્રવણ કરવામાં આવતા વિષયને સમજવાનું ને ગ્રહણધારણ કરવાનું જે બુદ્ધિનું અસામર્થ્ય તે બુદ્ધિનું મંદપણું કહેવાય છે. પોતાની બુદ્ધિના મંદપણાને લીધે વેદાંતશ્રવણ કરનાર કોઈ મનુષ્ય વેદાંતવાક્યોના વા પોતાના સદ્‌ગુરુના ઉપદેશને સાંભળ્યા છતાં તે ઉપદેશને પોતાના અંતઃકરણમાં ગ્રહણધારણ કરી શકતો નથી તેથી તેને બ્રહ્મસાક્ષાત્કાર થતો નથી. પોતાની બુદ્ધિના મંદપણારૂપ વર્તમાનપ્રતિબંધને દૂર કરવા તે જિજ્ઞાસુ મનુષ્યે પોતાના સદ્‌ગુરુની બહુભાવપૂર્વક સેવા કરવી, ને તેમના તથા

અન્ય સમર્થ શ્રોત્રિયબ્રહ્મનિષ્ઠ પુરુષોના બ્રહ્મોપદેશનું વારંવાર આદરપૂર્વક શ્રવણ કરી, પોતાના અંતઃકરણની સ્થૂલતા ને જડતા દૂર કરી તેની સૂક્ષ્મતા ને ગ્રહણધારણશક્તિ વધારવાં જોઇએ. તેના પરમકારુણિક સદ્‌ગુરુ ને તત્ત્વજ્ઞો દયાબુદ્ધિથી તેને વારંવાર બ્રહ્મોપદેશ કરી તથા બ્રહ્મસ્વરૂપનું સ્મરણ કરાવી તે મંદબુદ્ધિવાળા જિજ્ઞાસુની બુદ્ધિની મંદતા ક્રમથી દૂર કરે છે. શબ્દાદિ વિષયોમાં ને તેનાં સાધનોમાં જે ધાટી પ્રીતિ તે વિષયાસક્તિનામનો વર્તમાનપ્રતિબંધ કહેવાય છે. વિષયોમાં ને તેનાં સાધનોમાં રહેલા દોષોના દૃઢ સાક્ષાત્કારવડે વા તેમના અધિષ્ઠાનરૂપ બ્રહ્મના વિચારવડે તે પ્રતિબંધ દૂર થાય છે. શ્રુતિઓથી, સ્મૃતિઓથી ને બ્રહ્મજ્ઞ પુરુષોના અનુભવથી વિરુદ્ધ તર્કો કર્યા કરવાનો કોઈ શ્રોતાના અંતઃકરણમાં રહેલો જે પ્રારબ્ધકર્મજન્ય દોષ તે કુતર્કનામનો વર્તમાનપ્રતિબંધ કહેવાય છે. વેદાંતવાક્યોનું કિંવા પોતાના સદ્‌ગુરુના ઉપદેશનું પવિત્ર ને એકાંત સ્થલમાં બેસીને શ્રુતિસ્મૃતિને અનુસરતી સુયુક્તિઓવડે વારંવાર દીર્ઘકાલ આદરપૂર્વક મનન કર્યા કરવાથી કુતર્કનામનો પ્રતિબંધ દૂર થાય છે. સ્થૂલશરીરથી અહંકારસુધીના જડ પદાર્થોમાં આત્માની ભ્રાંતિ અને પ્રતીત થતા જગત્‌માં સત્યપણાની ભ્રાંતિ તે વિપર્યય કહેવાય છે. એ વિપર્યયમાં જે ખોટો આગ્રહ તે વિપર્યયમાં દુરાગ્રહ એ નામનો વર્તમાનપ્રતિબંધ કહેવાય છે. નિદિધ્યાસનરૂપ બ્રહ્મવિચારથી અથવા બ્રહ્મધ્યાનથી આ પ્રતિબંધ દૂર કરી શકાય છે. એક, બે વા ત્રણ જન્મ આપનારું શ્રોતાનું, મંતાનું કે ધ્યાતાનું જે તીવ્રતમ પ્રારબ્ધકર્મ તે ભાવિપ્રતિબંધ કહેવાય છે. એ ભાવિપ્રતિબંધ કોઈ પણ ઉપાયથી દૂર કરી શકાતો નથી, માત્ર ભોગવડેજ તે નિવૃત્ત થાય છે. સમર્થ સદ્‌ગુરુનો ઉપદેશ સાંભળ્યા છતાં, સદાગ્રહપૂર્વક દીર્ઘ-

કાલ તેનું મનન કર્યા છતાં, અને દીર્ઘકાલ, નિરંતર, આદરપૂર્વક નિદિધ્યાસન કર્યા છતાં પણ આ ભાવિપ્રતિબંધ જિજ્ઞાસુથી દૂર કરી શકાતો નથી, ને તેથી તે જન્મમાં તેને બ્રહ્મનો સાક્ષાત્કાર થતો નથી. એ ભાવિપ્રતિબંધ જ્યારે દૂર થાય છે ત્યારે આગળ કરેલા શ્રવણના, મનનના ને નિદિધ્યાસનના પરિપાકથી સદ્ગુરુના ને સત્-શાસ્ત્રના ઉપદેશવિના અનાયાસે તે મુમુક્ષુના અંતઃકરણની વૃત્તિ બ્રહ્મ-પરના આવરણનો ભંગ કરી બ્રહ્માકાર થાય છે.

અંતઃકરણની જાગ્રત્,સ્વપ્ન, સુષુપ્તિ, તુર્યા, મરણ ને મૂર્ચ્છા એવી છ અવસ્થાઓ કહેવાય છે. તેમાંની છેલ્લી બે અવસ્થા કેટલેક અંશે સુષુપ્તિને મળતી છે. જ્યારે અંતઃકરણની વૃત્તિ ઇંદ્રિયો-દ્વારા બહારના ઈશ્વરરચિત સ્થૂલ પદાર્થોને આકારે થાય ત્યારે અંતઃકરણની જે અવસ્થા હોય તેને જાગ્રદવસ્થા કહેવામાં આવે છે. અંતઃકરણની વૃત્તિ જ્યારે સ્થૂલશરીરની અંતરજ મનોમય સૂક્ષ્મ પદાર્થોને આકારે થાય ત્યારે અંતઃકરણની જે અવસ્થા થાય તેને સ્વપ્નાવસ્થા કહેવામાં આવે છે. જ્યારે અંતઃકરણની વૃત્તિ બહારના સ્થૂલ પદાર્થોને આકારે ન થાય, તથા શરીરની અંતરના મનોમય સૂક્ષ્મ પદાર્થોને આકારે પણ ન થાય, કિંતુ અંતઃકરણ પોતાના ઉપાદાનકારણ અજ્ઞાનના અંશમાં વિલીન થાય ત્યારે અંતઃકરણની જે અવસ્થા થાય તે સુષુપ્તિઅવસ્થા કહેવાય છે. અંતઃકરણની એ ત્રણ અવસ્થાઓ જીવોનાં કર્માનુસાર સ્વાભાવિક છે, ને હવે પછી કહેવામાં આવનારી તુર્યાનામની અંતઃકરણની અવસ્થા મુમુક્ષુપુરુષના શાસ્ત્રીયપ્રયત્નથી ઉત્પન્ન થનારી છે. જાગ્રદવસ્થામાં કરેલાં શ્રવણ, મનન ને નિદિધ્યાસનથી તે મુમુક્ષુપુરુષના અંતઃકરણની વૃત્તિ જો તેના અંતઃકરણમાં પૂર્વોક્ત પ્રતિબંધમાંનો કોઇ પણ પ્રતિબંધ વિદ્યમાન ન

હોય તો અંતર્મુખ થઇ બ્રહ્માકાર થાય છે. અંતઃકરણની એ બ્રહ્મા-કાર અવસ્થાને તુર્યાવસ્થા કહેવામાં આવે છે. ચિદાભાસની પાંચમી, છઠ્ઠી ને સાતમી અવસ્થામાં અંતઃકરણની આ તુર્યાવસ્થા હોય છે. જાગ્રદવસ્થામાં બ્રહ્મસાક્ષાત્કારમાટે વિહિત પ્રયત્ન કરતાં એ પ્રયત્નનો પરિપાક થયે અંતઃકરણને એ તુર્યાવસ્થા પ્રાપ્ત થાય છે. એ વેલા ચિદાભાસ અંતઃકરણની અંતર્મુખવૃત્તિવડે ( દિવ્યદૃષ્ટિવડે ) સર્વત્ર અખંડ એકરસ આનંદઘન બ્રહ્મસ્વરૂપનો અનુભવ કરે છે, અને ભોગ આપનારાં કર્મોના ઉદયથી અંતઃકરણ જ્યારે બાહ્યવૃત્તિવાળું થાય ત્યારે તે બાહ્યવૃત્તિવડે તે ચિદાભાસ બાધ પામેલા જગત્‌નો અનુભવ કરે છે.

જેમ પ્રજ્વલિત અગ્નિ મણિમંત્રાદિ પ્રતિબંધક સામગ્રીના સદ્‌ભાવથી અન્યને દાહ કરી શકતો નથી તેમ શ્રવણાદિવડે ઉપજ્યા-જેવું પ્રતીત થતું બ્રહ્મજ્ઞાન પણ પૂર્વોક્ત ત્રણ પ્રતિબંધમાંના કોઈ એક પ્રતિબંધના સદ્‌ભાવથી મોક્ષરૂપી ફલને ઉપજાવી શકતું નથી.

બહારના ઘટાદિ જડ પદાર્થોના જ્ઞાનમાં અંતઃકરણની વૃત્તિ નેત્રાદિ ઈંદ્રિયદ્વારા તે પદાર્થની સમીપ જઇને પ્રકાશાદિના સાહાય્ય-થી તે જડ પદાર્થપરના આવરણનો ભંગ કરે છે, ને તે વૃત્તિમાં રહેલો ચિદાભાસ તે પદાર્થને આ ઘટાદિ પદાર્થ છે એમ પ્રકાશે છે. પછી તે ચિદાભાસને મેં આ ઘટાદિ પદાર્થને જાણ્યો એવું જ્ઞાન થાય છે. એ જ્ઞાનને સાક્ષી વા આત્મા માત્ર પોતાના સામીપ્યથી ને ચેતનસ્વભાવથી વિકાર પામ્યા વિના પ્રકાશે છે. જ્યાં દોરડીમાં સર્પનું ને છીપમાં રૂપાનું ભ્રાંતિજ્ઞાન થાય છે ત્યાં મંદ અંધકારને લીધે દોરડીપરનું આવરણ નેત્રદ્વારા દૂર થતું નથી તેથી અંતઃકરણમાં રહેલા ભયદોષના સાહાય્યથી દોરડીનું દોરડીરૂપે જ્ઞાન નહિ થતાં તેનું આ સર્પ છે એવું ભ્રાંતિજ્ઞાન ચિદાભાસમાં ઉપજે છે, અને દૂરપણાના

દોષથી નેત્ર છીપપરનું આવરણ દૂર કરી શકતું નથી તેથી અંતઃ-કરણમાં રહેલા રાગદોષના સાહાય્યથી છીપનું છીપરૂપે જ્ઞાન નહિ થતાં તેનું આ રૂપું છે એવું ભ્રાંતિજ્ઞાન ચિદાભાસમાં ઉપજે છે. નિર્દોષ ઇંદ્રિયોદ્વારા અંતઃકરણને થતાં બાહ્યપદાર્થોનાં જ્ઞાનો પ્રમાતા-ભાસ્ય–પ્રમાણવડે જાણનારા ચિદાભાસના વિષયરૂપ થયેલાં–કહેવાય છે, અને જેટલાં જેટલાં ભ્રાંતિજ્ઞાનો થાય છે તેટલાં તેટલાં ભ્રાંતિ-જ્ઞાનોમાં નેત્રાદિ ઇંદ્રિયો પોતપોતાનું કામ કરી શકતી નથી તેથી ઇંદ્રિયનિરપેક્ષ અંતઃકરણની સૂક્ષ્મ સ્થિતિ જેને અવિદ્યા કહેવામાં આવે છે તે અવિદ્યાની વૃત્તિ કલ્પિત પદાર્થપરના આવરણને જાણે ભંગ કરતી હોય એવી થઈ ચિદાભાસને તે કલ્પિત પદાર્થનું ભ્રાંતિજ્ઞાન ઉપજાવે છે. આવાં ભ્રાંતિજ્ઞાનો સાક્ષિભાસ્ય–અવિદ્યાની વૃત્તિવડે સાક્ષીના વિષયરૂપ થયેલાં–કહેવાય છે. પ્રમાતાભાસ્ય પદાર્થો વ્યવહાર-કાલે સત્ય મનાય છે, ને સાક્ષિભાસ્ય પદાર્થો તે પદાર્થોનું વ્યાવહારિક જ્ઞાન થયે મિથ્યા જણાય છે. મનોરાજ્યના ને સ્વપ્નના પદાર્થો પણ સાક્ષિભાસ્ય કહેવાય છે. એ પદાર્થો પણ ભ્રાંતિજ્ઞાનના વિષયરૂપ પદાર્થોની પેઠે વ્યવહારમાં મિથ્યા મનાય છે. યથાર્થ સ્મૃતિજ્ઞાન, સુખનું જ્ઞાન ને દુઃખનું જ્ઞાન અંતઃકરણની વૃત્તિ પૂર્વાનુભૂત પદાર્થને આકારે થવાથી, સુખને આકારે થવાથી ને દુઃખને આકારે થવાથી થાય છે. તે ત્રણે જ્ઞાનો નેત્રાદિ ઇંદ્રિયોના સાહાય્યવિના માત્ર અંતઃ-કરણની વૃત્તિદ્વારા ઉપજે છે, છતાં તે વ્યવહારકાલમાં સત્યરૂપે રહે છે તેથી તે જ્ઞાનો ભ્રાંતિજ્ઞાનો કહેવાતાં નથી. એ ત્રણે જ્ઞાનો પણ ચિદાભાસને થાય છે. ઉત્તમ મુમુક્ષુના અંતઃકરણની વૃત્તિ બ્રહ્મના સાક્ષાત્કારમાટે સતત પ્રયત્નશીલ હોય છે. તેના પ્રયત્નનો પરિપાક થતાં તે અંતર્મુખવૃત્તિ આત્માથી અભિન્ન બ્રહ્મની ઉપરના આવરણનો

ભંગ કરવાને સમર્થ થાય છે. તે આવરણનો ભંગ થતાં સ્વયંપ્રકાશ બ્રહ્મ તેમાં પ્રકાશે છે,-સ્ફુરે છે, ને ચિદાભાસને મેં બ્રહ્મને જાણ્યું એવું ભાન થાય છે. આ આવરણભંગ કરનારી વૃત્તિમાં ચિદાભાસ હોય છે, પણ તે જડ પદાર્થોની પેઠે બ્રહ્મને પ્રકાશવામાં સમર્થ થતો નથી, બ્રહ્મના મહાપ્રકાશમાં તે ચિદાભાસનો સ્વલ્પપ્રકાશ અળપાઇ જાય છે. જેમ અંધારામાં ઊઘાડા પડેલા પદાર્થને પ્રકાશવામાં દીવો સમર્થ થાય છે, પણ મધ્યાહ્નના અનાચ્છાદિત સૂર્યને પ્રકાશવામાં તે સમર્થ થતો નથી તેમ જડ પદાર્થોને પ્રકાશવામાં ચિદાભાસ સમર્થ થાય છે, પણ બ્રહ્મને પ્રકાશવામાં તે સમર્થ થતો નથી. અંતઃકરણની વૃત્તિ જડ કે ચેતન કોઈ પણ પદાર્થપરનું આવરણ ભંગ કરે તેને વૃત્તિવ્યાપ્તિ કહેવામાં આવે છે, ને ચિદાભાસ કોઇ પણ જડ પદાર્થને પ્રકાશે તેને ફલવ્યાપ્તિ કહેવામાં આવે છે. બ્રહ્મના જ્ઞાનમાં માત્ર વૃત્તિવ્યાપ્તિનોજ ઉપયોગ છે, ફલવ્યાપ્તિનો ઉપયોગ નથી.

એવી રીતે અંતઃકરણથી અને આત્માથી ભિન્ન ચિદાભાસને બ્રહ્મનું જ્ઞાન થાય છે. તે જ્ઞાન કોઈ પણ યોગ્ય પ્રમાણવડે મિથ્યા કરાવી શકાતું નથી તેથી તે જ્ઞાન સત્ય મનાય છે.

જેમ ચિદાભાસ વ્યાવહારિક છે તેમ સદ્‌ગુરુ ને સત્‌શાસ્ત્ર પણ વ્યાવહારિક છે. એ બંને વ્યાવહારિક છતાં પણ જેમ સ્વપ્નમાં શ્રવણ કરેલી સિંહની ગર્જના તે ગર્જના શ્રવણ કરનાર ચિદાભાસને સ્વપ્નાવસ્થામાંથી જાગ્રદવસ્થામાં લાવે છે તેમ તે બંનેના ઉપદેશનું શ્રવણ કરનાર ચિદાભાસને તે બંને જાગ્રદવસ્થામાંથી તુર્યાવસ્થામાં લાવે છે. પછી તુર્યાવસ્થામાં આવેલો તે ચિદાભાસ પોતાને, સત્‌-શાસ્ત્રને, સદ્‌ગુરુને અને સર્વ જગતને બ્રહ્મરૂપે જુએ છે.

સર્વ જગતને તેના અંતિમ વાસ્તવિક કારણરૂપે જોનારા ચિદા-

ભાસનું અંતઃકરણ શુદ્ધસત્ત્વગુણવાળું હોવાથી તે વ્યવહારને તથા પરમાર્થને યથાયોગ્ય સમજી શકે છે, અને બાધિતાનુવૃત્તિથી (મિથ્યા જણાયેલાની પુનઃ પ્રતીતિથી) પ્રાપ્ત થતા પ્રસંગોમાં યથાયોગ્ય રીતે વર્તે છે, પણ ઉન્મત્તસ્થિતિને પામેલા ચિદાભાસનું અંતઃકરણ નિષિદ્ધ તમોગુણના ને નિષિદ્ધ રજોગુણના વધારાવાળું હોવાથી તે વ્યવહારને પણ યથાયોગ્ય સમજવાને સમર્થ હોતું નથી ત્યારે પરમાર્થને તો તે ક્યાંથીજ સમજી શકે ? તે ચિદાભાસના અંતઃકરણની અને ઇંદ્રિયોની અયોગ્ય સ્થિતિ થઇ જવાથી તેના જોવામાં, બોલવામાં ને બીજા વ્યવહારમાં વ્યવહારને જાણનાર ચિદાભાસને શાસ્ત્રીયરીતે ને વ્યાવહારિકરીતે દોષો જણાય છે. એવી રીતે બ્રહ્મને જાણનારા ચિદાભાસની સ્થિતિમાં ને ઉન્મત્તસ્થિતિને પ્રાપ્ત થયેલા ચિદાભાસની સ્થિતિમાં બહુ અંતર હોય છે.

સુષુપ્તિમાં ને મૂર્ચ્છામાં તે અવસ્થાને પામેલા ચિદાભાસનું અંતઃકરણ તમોગુણમાં—અજ્ઞાનમાં—લીન થયેલું હોય છે, અને બ્રહ્મજ્ઞ ચિદાભાસનું અંતઃકરણ સમાધિવેલાએ વા વિવેકસમયે બ્રહ્મમાં એકાગ્ર થયેલું હોય છે.

શુભેચ્છા, વિચારણા ને તનુમાનસાને પ્રાપ્ત થયેલા ચિદાભાસને બ્રહ્મનો સાક્ષાત્કાર નહિ થયેલો હોવાથી તેનામાં આચાર્યનું—બ્રહ્મોપદેષ્ટાનું—કામ કરવાનો અધિકાર—યોગ્યતા—ઉત્પન્ન થયેલ નથી. સત્ત્વાપત્તિને તથા અસંસક્તિને પ્રાપ્ત થયેલા ચિદાભાસને બ્રહ્મનો સ્પષ્ટ સાક્ષાત્કાર થયેલો હોવાથી ને તેમના અંતઃકરણનો ઉત્તમ વિકાસ થયેલો હોવાથી તેમનામાં આચાર્યનું કામ કરવાનો સંપૂર્ણ અધિકાર ઉત્પન્ન થયેલો મનાય છે. પદાર્થાભાવની ને તુર્યગાને પામેલા ચિદાભાસનું અંતઃકરણ બહુ અંતર્મુખ થયેલું હોવાથી તેમનાથી આચાર્યનું

કામ કરી શકાતું નથી.

જન્મમરણનો, સુખદુઃખનો, પુણ્યપાપનો ને અન્ય લોકમાં જવાનો તથા ત્યાંથી આ લોકમાં પાછા આવવાનો સંબંધ ચિદાભાસની સાથે છે, અર્થાત્ એ સર્વ ક્રિયાઓ ચિદાભાસમાં થાય છે, આત્મામાં થતી નથી.

બ્રહ્મનો સાક્ષાત્કાર થાય કે તુરત-તેજ ક્ષણે-તે ચિદાભાસનાં સ્થૂલશરીરાદિ કામ કરતાં અટકી જતાં નથી, પણ જ્યાંસુધી તે ચિદાભાસનું પ્રારબ્ધકર્મ તેમને ટકાવી રાખવાના બલવાળું હોય ત્યાંસુધી તે સર્વ ટકી રહે છે, ને પોતાના પ્રારબ્ધકર્મને અનુસરીને બાધિતાનુવૃત્તિથી તે સર્વ પોતપોતાનું કર્મ લગભગ પૂર્વની પેઠે કર્યાં કરે છે. પ્રારબ્ધકર્મની સમાપ્તિ થયે તે સર્વ કામ કરતાં અટકી જઇ કારણાકાર થઈ અંતે પ્રકૃતિમાં ભળી જાય છે.

જ્ઞાનીનું, જીવન્મુક્તનું, મહામુક્તનું ને અતિમુક્તનું પ્રારબ્ધકર્મ જ્યારે પોતાનું ફલ આપી સમાપ્ત થાય છે ત્યારે તેમનું શરીર પડે છે, ને તેમનો ચિદાભાસ બ્રહ્મરૂપે સ્થિતિ કરે છે. તેમની તે સ્થિતિને વિદેહકૈવલ્ય વા વિદેહમુક્તિ વા વિદેહમોક્ષ કહેવામાં આવે છે. જ્ઞાની આદિ ચારેને વિદેહકૈવલ્ય સમાન થાય છે. જ્ઞાની, જીવન્મુક્ત, મહામુક્ત ને અતિમુક્તમાં ઉત્તરોત્તર મનોનાશનું ને વાસનાક્ષયનું અધિકપણું હોવાથી તેમની નિર્વિકલ્પસ્થિતિમાં ન્યૂનાધિકતા હોય છે, અને તેથી તેમના નિજાનંદાનુભવમાં પણ ન્યૂનાધિકપણું રહે છે.

જ્ઞાની અને જીવન્મુક્ત પોતપોતાના પ્રારબ્ધકર્માનુસાર ભિન્ન ભિન્ન સ્થિતિમાં રહ્યા છતા તથા ભિન્ન ભિન્ન પ્રકારનો ન્યૂનાધિક પ્રાપ્તવ્યવહાર શરીરાદિવડે કરતા છતા સર્વદા સ્પષ્ટાસ્પષ્ટ બ્રહ્મદર્શન કર્યાં કરે છે તેથી તેઓ શરીરવડે આ મર્ત્યલોકમાં રહ્યા છતાં પણ

ઉપાસનાવડે સત્યલોકમાં, વા વૈકુંઠમાં, વા ગોલોકમાં, વા કૈલાસમાં વા અક્ષરધામમાં, વા સિદ્ધશિલાપર, વા સ્વર્ગમાં ( હેવનમાં વા બિહિસ્તમાં ) ગયેલા ઉપાસકોના જેવો આનંદ ભોગવે છે, અને નિરવધિ નિજાનંદનો પણ અનુભવ કરે છે.

જ્ઞાની અને જીવન્મુક્ત સર્વ પ્રકારના કર્તવ્યના અવધિને પામેલા હોય છે, તેઓ શૈલૂષની ( ભવાયાની ) પેઠે કૃત્રિમ આસ્થા રાખીને પોતાના અવશેષ જીવનનો સમય વ્યતીત કરવા પોતાના પ્રારબ્ધકર્મની સમાપ્તિપર્યંત લૌકિકવૈદિકકર્મ કરતા વા શાસ્ત્રવિચાર કરતા કિંવા બ્રહ્મવિચાર કે બ્રહ્મધ્યાન કરતા જોવામાં આવે છે, પણ તેઓ " જો આ કર્મો હું નહિ કરું તો મને દોષની પ્રાપ્તિ થશે, વા મને આ લોકમાં વા પરલોકમાં કાંઈ હાનિ થશે, અને આ કર્મો કરવાથી મને પુણ્યની પ્રાપ્તિ થશે, વા મને લાભ થશે " એવી કર્તવ્યબુદ્ધિથી તે કર્મો કે શાસ્ત્રવિચારાદિ કરતા નથી. શરીરાદિ કરણો વિદ્યમાન હોવાથી ન્યૂનાધિક કર્મો થવાં સ્વાભાવિક છે. બ્રહ્મજ્ઞાન પ્રારબ્ધકર્મનું કે શરીરાદિ કરણોનું વિઘાતક નથી. તે બ્રહ્મજ્ઞાન માત્ર તેમનું મિથ્યાપણુંજ દૃઢ કરાવે છે. મારી નાંખેલા શત્રુઓનાં મુડદાંથી જેમ રાજાને ભય થતું નથી તેમ જ્ઞાનીને મિથ્યા પ્રતીત થતા અજ્ઞાનથી ને તેનાં નામરૂપાદિ કાર્યોથી ભય થતું નથી. તેમનાં શરીરાદિ કરણો તેમના પ્રારબ્ધકર્મે આપેલા વેગથી લૌકિકવૈદિક બંને પ્રકારનાં કર્મો ને શાસ્ત્રવિચારાદિ બાધતાનુવૃત્તિથી કર્યા કરે છે. તેઓ બીજાની દૃષ્ટિએ કરણોવડે કર્મ કરતા પ્રતીત થતા હોય તોપણ તેઓ પોતાની દૃષ્ટિથી તો કાંઈ પણ કર્મ કરતા નથી એમ પોતાના અકર્તૃસ્વભાવના અનુભવથી જાણે છે. બીજાઓ પોતાના અજ્ઞાનથી તેમના અંતઃકરણનો નિશ્ચય જાણ્યા વિના તેમને કોઇ પણ

કર્મના કર્તા માને તો તેમના તે કર્તાપણાના આરોપથી તેઓ કોઈ પણ કર્મના કર્તા થઈ જતા નથી. વાનરો ચણોઠીના કે ગેરુના ઢગલામાં અગ્નિનો આરોપ કરે તેથી ચણોઠીનો કે ગેરુનો ઢગલો કાંઇ અગ્નિ થઈ જાય છે? નથી થઇ જતો. તેઓ પોતાના આત્માને સર્વદા સંશયવિપર્યયરહિત સ્પષ્ટ જાણે છે, તેઓ વિષયાનંદથી અત્યંત ભિન્ન બ્રહ્માનંદને સર્વદા અનુભવે છે, અને તેમને ત્રિવિધ તાપ ને અજ્ઞાન પોતાના આત્મામાં પ્રતીત થતાં નથી. તેમને સ્વશરીરનો નિર્વાહ કરનારું સ્વશરીરને ઉપજાવનારું પ્રારબ્ધકર્મ છે એમ સમજાયાથી ખેડ, વ્યાપાર કે સેવાદિ લૌકિકકર્મો તેમને કર્તવ્યરૂપે રહ્યાં નથી, અને તેમને સ્વર્ગાદિના કરતાં અસંખ્યગુણ સુખરૂપ બ્રહ્મની અભેદભાવે પ્રાપ્તિ થયેલી હોવાથી, તેમના ચિત્તની સંપૂર્ણ શુદ્ધિ થયેલી હોવાથી, ને તેમના ચિત્તની બ્રહ્મમાં અવિચલ સ્થિરતા થયેલી હોવાથી સ્વર્ગાદિની પ્રાપ્તિમાટે, ચિત્તશુદ્ધિમાટે કે ચિત્તસ્થૈર્યમાટે વૈદિકકર્મ કે ઉપાસના પણ કર્તવ્યરૂપે રહ્યાં નથી. તેમને પ્રમાણરૂપ શાસ્ત્રોના પ્રતિપાદનમાં લેશ પણ સંશય ન રહેલો હોવાથી વેદાંતશાસ્ત્રનું શ્રવણ તેમને કર્તવ્યરૂપે રહ્યું નથી. તેમને આત્મા, બ્રહ્મ, મોક્ષ ને મોક્ષનાં સાધનો ઇત્યાદિ વેદાંતશાસ્ત્રે પ્રતિપાદન કરેલા સર્વ વિષયોમાં લગારે સંદેહ ન હોવાથી તેમને વેદાંતશાસ્ત્રનું મનન પણ કર્તવ્યરૂપે રહ્યું નથી. તેમને પોતાના દેહાદિમાં આત્માની બુદ્ધિ અંતઃકરણના ઊંડાણમાં પણ રહી નથી, અને પ્રતીત થતા સર્વ જગત્માં સત્યપણાની બુદ્ધિ પણ રહી નથી, તેથી તેમને નિદિધ્યાસન પણ કર્તવ્યરૂપે રહ્યું નથી. તેમણે જાણવાયોગ્ય સર્વ જાણ્યું છે, ને પ્રાપ્ત કરવાયોગ્ય સર્વ પ્રાપ્ત કર્યું છે તેથી પરમસંતોષને પામેલા તેમને કાંઇ પણ કર્તવ્ય શેષ ન હોય તે સ્વાભાવિકજ છે."

શિષ્ય પૂછે છેઃ—" હે ભવતારણ પ્રભો! પ્રત્યેક શુભકર્મમાં

ન્યૂનાધિક વિઘ્ન નડે છે એમ લોકો કહે છે, તો વેદાંતશાસ્ત્રના શ્રવણમાં, વેદાંતશાસ્ત્રે પ્રતિપાદન કરેલા વિષયના મનનમાં અને બ્રહ્મવિચારરૂપ વા બ્રહ્મધ્યાનરૂપ નિદિધ્યાસનમાં પણ ન્યૂનાધિક વિઘ્નો નડતાં હશે એમ અનુમાન થાય છે. જો મારું એ અનુમાન સાચું હોય તો વેદાંતશાસ્ત્રના શ્રવણાદિમાં ક્યાં ક્યાં વિઘ્નો નડે છે, અને તે વિઘ્નો દૂર કરવાના કયા કયા શાસ્ત્રીય ઉપાયો છે તે જણાવવા કૃપા કરશો."

**શ્રીસદ્‌ગુરુ** કહે છેઃ—"હે સજ્જન ! વિવેક, વૈરાગ્ય, શમાદિ ૭ સંપત્તિ ને મુમુક્ષુતા એ ચાર વેદાંતશ્રવણની યોગ્યતા પ્રાપ્ત કરવાનાં સાધનો પ્રાપ્ત કર્યાં વિના કોઈ પણ મનુષ્યથી વેદાંતશાસ્ત્રનું યથાયોગ્ય શ્રવણ થઇ શકતું નથી તેથી અંતઃકરણાદિના જે દોષો વિવેકાદિનો ઉદય ને સ્થિરતા થવા દેતા નથી તે સર્વ દોષો વેદાંતશાસ્ત્રના શ્રવણ-માં વિઘ્નરૂપ ગણાય છે. વેદાંતશાસ્ત્રના પ્રતિપાદ્ય વિષયના માહાત્મ્ય-જ્ઞાનનો અભાવ એ પણ વેદાંતશાસ્ત્રના શ્રવણમાં નહિ પ્રવૃત્તિ થવા દેનારુ મોટું વિઘ્ન છે. સ્થૂલશરીરમાં ધાટી અહંતામમતા તથા સ્થૂલશરીરનાં સગાંવહાલાંમાં તથા પોતાના માનેલા દ્રવ્યમાં ધાટી મમતા, શબ્દાદિ વિષયોમાં ને તેનાં સાધનોમાં ધાટો રાગ, પ્રતિકૂલ માનેલા પ્રાણિપદાર્થોપર ધાટો દ્વેષ, અંતઃકરણમાં રજોગુણનો વધારો હોવાથી અંતઃકરણમાં રહેનારી અતિચંચલતા, અંતઃકરણમાં તમો-ગુણનો વધારો હોવાથી અંતઃકરણમાં રહેતી મૂઢતા વા જડતા, વેદાંતશાસ્ત્રનાં ને સત્પુરુષોનાં વચનોમાં અવિશ્વાસ, નેત્રાદિ જ્ઞાનેંદ્રિયો-નું ને વાણી આદિ કર્મેંદ્રિયોનું ચપલપણું, નાસ્તિક મનુષ્યોનો સંગ, પાપી માણસોનો સંગ. આળસ, પ્રમાદ, વ્યવહારનાં તથા પરમાર્થ-નાં કામોમાં સમયની અવ્યવસ્થા, મિથ્યાભાષણ કરવાનો સ્વભાવ, નિરુપયોગી ચોપડીઓ આદિ વાંચવાનો સ્વભાવ, કોઇ પણ પ્રકારની

ચોરી કરવાનો સ્વભાવ, વિશ્વાસઘાત કરવાનો સ્વભાવ, ચિંતા, ભય, દંભ, અહંકાર, મત્સર, ક્રોધ ને પિશુનતા આદિ દોષો પણ મનુષ્યની વેદાંતશાસ્ત્રના શ્રવણમાં આદરપૂર્વક પ્રવૃત્તિ થવા દેતા નથી. એ દોષોમાં-ના જે દોષો પોતાના અંતઃકરણમાં ને ઇંદ્રિયોમાં પ્રતીત થાય તે સર્વ દોષોનો, તે દોષોના વિઘાતક શુભગુણોની આદરપૂર્વક પ્રાપ્તિ કરવાવડે, સત્પુરુષોના વિશુદ્ધ પ્રીતિથી વિહિત સેવનવડે અને સુપાત્રે આદરપૂર્વક અન્નવસ્ત્રાદિનું દાન કરવાવડે નાશ કરી શકાય છે. પોતાનું વાસ્તવિક હિત ઇચ્છનાર મનુષ્યે ધૈર્ય, સાવધાનતા, દૃઢતા ને આદર રાખી પોતાના અંતઃકરણમાં ને ઇંદ્રિયોમાં રહેલા સર્વ દોષોનો નાશ કરી વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરવાનો અધિકાર પ્રાપ્ત કરવો જોઇએ.

વેદાંતશાસ્ત્રના શ્રવણની અપકવતા, બુદ્ધિની સ્થૂલતા, અંતઃકરણમાં કુસંસ્કારોના વધારાથી કુતર્કો કરવાનો સ્વભાવ, અંતઃકરણના ઊંડાણ-માં રહેલી અશ્રદ્ધા, અંતઃકરણના ઊંડાણમાં રહેલો વિષયાનુરાગ, મનનવડે થનારા વાસ્તવિક લાભનું અજ્ઞાન, અંતઃકરણની ચપલતા ને વધારે પ્રવૃત્તિવાળો પ્રાપ્તવ્યવહાર એ વેદાંતશાસ્ત્રનું મનન નહિ થવા દેનારા દોષો છે. વેદાંતશાસ્ત્રનું આદરપૂર્વક વારંવાર શ્રવણ કર્યા કરવાથી, વેદાંતશાસ્ત્રે પ્રતિ-પાદન કરેલા વિષયોનું ક્રમપૂર્વક પ્રીતિ રાખીને વારંવાર સ્મરણ કર્યા કરવાથી, પુણ્યકર્મોના સેવનવડે અંતઃકરણની યોગ્યતા વધારી શ્રુતિસ્મૃતિને અનુસરતા તર્કો કરવાનો સ્વભાવ પાડવાથી, વિવેકવડે સાત્ત્વિકી શ્રદ્ધા સુસ્થિર કરવાથી, વૈરાગ્યની તથા શમદમની વિવેકપૂર્વક વૃદ્ધિ કરવાથી, મનનના પરિપાકવડે બ્રહ્મનું પરોક્ષજ્ઞાન દૃઢ થઇ અંતઃકરણમાં નિદિધ્યાસન કરવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે, પણ મનનના પરિપાકવિના કદી-પણ નિદિધ્યાસનમાટે અંતઃકરણમાં યોગ્યતા આવતી નથી. એ

મનનવડે થનારા વાસ્તવિક લાભનું પોતાના અંતઃકરણમાં સતત સ્મરણ રાખવાથી, પોતાના અંતઃકરણને વેદાંતશાસ્ત્રના મૂર્તિમાન્ સિદ્ધાંતરૂપ પોતાના સદ્ગુરુના સ્વરૂપમાં શ્રદ્ધાભક્તિપૂર્વક વારંવાર સ્થિર કર્યાં કરવાથી, અને પ્રાપ્તવ્યવહાર પરિમિત પ્રવૃત્તિવાળો કરી દેવાથી મનનમાં પ્રતિબંધ કરનારા ઉપર જણાવેલા સર્વ દોષો ક્રમથી દૂર થાય છે. એ દોષો દૂર થવાથી મુમુક્ષુવડે વેદાંતશાસ્ત્રનું ને તેણે પ્રતિપાદન કરેલા વિષયોનું મનન સારી રીતે કરી શકાય છે.

બ્રહ્મવિચારરૂપ અથવા બ્રહ્મધ્યાનરૂપ નિદિધ્યાસનમાં લય, વિક્ષેપ, કષાય ને રસાસ્વાદ એ ચાર વિઘ્નો નિદિધ્યાસનના અભ્યાસીને ન્યૂનાધિક અંશે નડે છે. નિદિધ્યાસનના અભ્યાસીના અંતઃકરણમાં અભ્યાસકાલે તમોગુણ વધી તેના અંતઃકરણને નિદિધ્યાસન કરતું અટકાવી પોતાના ઉપાદાનકારણ અજ્ઞાનમાં લીન કરી દે તે લયદોષ કહેવાય છે. અતિપરિશ્રમ, ઊજાગરો, અજીર્ણ, અત્યાહાર ને અંતઃકરણમાં તામસદ્રવ્યનો વધારો એ લયદોષ ઉત્પન્ન થવાના હેતુઓ છે. નિદિધ્યાસન કરનારે એ પાંચ હેતુઓમાંના જે હેતુવડે પોતાના અંતઃકરણમાં લયદોષ ઉત્પન્ન થતો હોય તે હેતુને નીચે બતાવેલા તેને નિવૃત્ત કરનારા ઉપાયવડે દૂર કરવો જોઇએ. જો અતિપરિશ્રમને લીધે લય થતો હોય તો અભ્યાસીએ પોતાના અંતઃકરણને, ઇંદ્રિયોને અને શરીરને પરિશ્રમ જણાય એવું કોઇ પણ કામ ન કરવું, કિંતુ તેમને શ્રમ ન જણાય તેટલો સમય યોગ્ય પ્રાપ્તકામ કરવું. જો ઊજાગરાવડે લય થતો હોય તો રાત્રે પૂરતી ઉંઘ લેવી. તેણે પહેલી રાત્રે વિશેષ જાગવું નહિ, ને પાછલી રાત્રે શરીરને અનુકૂલ ન આવે એટલા વહેલા ઊઠવું નહિ. રાત્રે કોઈ કારણથી વચ્ચે નિદ્રાનો વધારે સમય ભંગ થયો હોય તો પાછલી

રાત્રે નિદ્રા પૂરી થયા પછીજ ઊઠવું. જો અજીર્ણદોષને લીધે લય થતો હોય તો તે અજીર્ણને તેણે પાકવા દેવું, અર્થાત્ પોતાના ઉદરમાં રહેલું અપક્વ અન્ન જ્યાંસુધી સારી રીતે ન પચી જાય ત્યાં સુધી તેણે કોઈ પણ પ્રકારનો આહાર ન લેવો. જો અત્યાહારથી લય થતો હોય તો તેણે પોતાના જઠરાગ્નિથી સુખપૂર્વક જેટલો આહાર પચાવી શકાય તેટલોજ પથ્ય આહાર લેવાનો સ્વભાવ પાડવો, અન્નના સ્વાદને વશ થઇને પ્રમાદથી તેણે એક ગ્રાસ પણ વધારે અન્ન ન લેવું. જો પોતાના અંતઃકરણમાં તામસદ્રવ્યનો વધારો હોવાથી લય થતો હોય તો તેણે શુભવિચારોનું આદરપૂર્વક સેવન કરવું, પોતાના શરીરથી સહન થાય એટલી કોઇ પણ પ્રકારની શુભ પ્રવૃત્તિ કરવી, અને સવારસાંજ અનુકૂલ આવે એટલા ભસ્ત્રિકા-પ્રાણાયામ કરવા. આ લયના હેતુઓને દૂર કરી પછી નિદિધ્યાસન-વેલા જ્યારે જ્યારે લય થાય ત્યારે ત્યારે પોતાના અંતઃકરણને જાગ્રત્ કરી પુનઃ નિદિધ્યાસનમાં જોડવું.

મુમુક્ષુએ પોતાના અંતઃકરણની વૃત્તિ બ્રહ્મવિચારમાં કે બ્રહ્મ-ધ્યાનમાં રાખી હોય ત્યાં તે અલ્પ સમય રહી પછી રજોગુણના વધારાથી ચંચલ થઈ તે અન્ય વિષયને આકારે થવા લાગે તે વિક્ષેપ કહેવાય છે. પોતાના અંતઃકરણમાં વિક્ષેપની પ્રતીતિ થાય કે તુરત નિદિધ્યાસન કરનારે બ્રહ્મથી ભિન્ન તે વિષયના મિથ્યાપણાના, સારરહિતપણાના તથા દુઃખદ-પણાના વિચારને પોતાના અંતઃકરણમાં પ્રબલ વેગથી જાગ્રત્ કરી તેના સત્યપણાની કિંવા રમણીયપણાની વા ઉપકારકપણાની ભ્રાંતિથી કે અપકારકપણાની ભ્રાંતિથી ઉપજેલા રાગરૂપ કે દ્વેષરૂપ વિક્ષેપને શમાવી દેવો; અથવા તે કાલે જે વિષયને આકારે પોતાનું અંતઃકરણ થયું હોય તે વિષયનું સાચું સ્વરૂપ બ્રહ્મજ છે આ વિચારને પોતાના અંતઃ-

કરણમાં પ્રબલ વેગથી જાગ્રત્ કરી તે પ્રતીત થયેલા વિષયને તેના અધિષ્ઠાનરૂપ બ્રહ્મમાં લીન કરી પોતાના અંતઃકરણને પુનઃ બ્રહ્મ-વિચારમાં કે બ્રહ્મધ્યાનમાં જોડવું. તેણે ધૈર્ય ને સાવધાનતા રાખી જાગ્રત્‌ના સર્વ સમયમાં પોતાના અંતઃકરણને કોઈ પણ માયિક વિષયમાં પ્રબલ રાગવાળું કે પ્રબલ દ્વેષવાળું ન થવા દેવું. સર્વ પ્રાણિપદાર્થનું સાચું સ્વરૂપ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ છે આ નિશ્ચયને તેણે પોતાના અંતઃકરણમાં બની શકે તેટલો દૃઢ કર્યા કરવો. તેણે પોતાના અંતઃકરણને તથા પોતાની ઇંદ્રિયોને બની શકે તેટલાં પોતાના હૃદયાકાશભણી પાછાં વાળવાનો પ્રયત્ન ચાલુ રાખવો. તેણે નિદિધ્યાસનના પ્રારંભમાં પોતાના અંતઃકરણને સંસારથી ઘણામાં ઘણું ઉદાસીન કરીને તથા બ્રહ્મસ્વરૂપમાં તેને ઘણામાં ઘણું પ્રેમવાળું કરીને નિદિધ્યાસનમાં પ્રવૃત્ત થવું. આ સર્વ પ્રયત્નો વિક્ષેપનામના નિદિધ્યાસનના વિઘ્નને દૂર કરવામાં ઉપયોગી થાય છે.

અભ્યાસીના અંતઃકરણમાં રહેલા રાગદ્વેષના તીવ્ર સંસ્કારો કષાય કહેવાય છે. અંતઃકરણના એ કષાયદોષને લીધે અભ્યાસીના અંતઃકરણની વૃત્તિ થોડો સમય બ્રહ્મવિચાર કે બ્રહ્મધ્યાન કરીને પછી તે કામમાં વિશેષ સમય સ્થિર ન રહેતાં મૂઢજેવી થઇને અંતઃકરણમાં-ના રાગદ્વેષના તીવ્ર સંસ્કારોમાં ઘુંચાઇ ગયાજેવી થઈ અભિમાની-ને–નિદિધ્યાસન કરનાર મનુષ્યને–ન જણાય તેવી રીતે રાગરૂપ વા દ્વેષરૂપ પરિણામની સૂક્ષ્મપરંપરા ઉપજાવ્યા કરે છે. લય થાય ત્યારે અંતઃકરણ પોતાના ઉપાદાનકારણ અજ્ઞાનમાં લીન થાય છે, પણ કષાયવેલા અંતઃકરણ પોતાના ઉપાદાનકારણ અજ્ઞાનમાં લીન થતું નથી, પરંતુ તીવ્ર રાગદ્વેષના સંસ્કારોને વશ થઇ રાગદ્વેષને વિષય કરનારી સૂક્ષ્મવૃત્તિઓ ઉપજાવ્યા કરે છે એટલે લયમાં ને કષાયમાં ભેદ છે.

વિક્ષેપમાં અંતઃકરણની અન્ય પદાર્થને આકારે થયેલી વૃત્તિને નિદિ-ધ્યાસન કરનાર જાણી શકે છે, પણ કષાયના સમયમાં ઉપજતી અંતઃકરણની વૃત્તિઓના સૂક્ષ્મપ્રવાહને નિદિધ્યાસન કરનાર મનુષ્ય જાણી શકતો નથી એટલો વિક્ષેપમાં ને કષાયમાં ભેદ છે. નિદિધ્યાસનકાલે અભ્યાસીના અંતઃકરણની વૃત્તિ ન્યૂનાધિક અંશે બ્રહ્મભાવનાવાળી હોય છે, અને કષાયકાલે અંતઃકરણની વૃત્તિ રાગદ્વેષના તીવ્ર સંસ્કારોને વશ થઇ સૂક્ષ્મરૂપે રાગદ્વેષને આકારે થયા કરતી હોય છે એટલો નિદિધ્યાસનમાં ને કષાયમાં ભેદ છે. આ ભેદનું સ્વરૂપ સારી રીતે સમજી નિદિધ્યાસન કરનારે કષાયને નિદિધ્યાસન સમજી તેમાં નજ અટકી રહેવું જોઇએ. સર્વ દૃશ્ય પ્રાણિપદાર્થોમાં-વિશેષે જેમાં પ્રબલ રાગદ્વેષ અભ્યાસીને અનુભવાતા હોય તેમાં-તેમના મિથ્યાપણાની, સારરહિતપણાની અને દુઃખદપણાની ધૈર્ય ને સાવધાનતાથી વારંવાર પ્રબલ ભાવના કરી પોતાના અંતઃકરણને તે પ્રાણિપદાર્થોમાં ઉદાસીન-જેવું કરવાથી નિદિધ્યાસન કરનારના અંતઃકરણમાં રહેલો કષાયદોષ નિવૃત્ત થઇ જાય છે.

નિદિધ્યાસનકાલે અભ્યાસીના અંતઃકરણની વૃત્તિ આરંભમાં વિક્ષેપની નિવૃત્તિદ્વારા અનુભવાતી શાંતિથી અને તે કાલે થતી અનનુ-ભૂત વિચિત્ર પ્રતીતિઓથી પોતાને કૃતાર્થ માની તેમાંજ અટકી જાય, ને નિર્વિશેષ બ્રહ્મના વિચારમાં કે તેના ધ્યાનમાં તે પ્રવૃત્તિ ન કરે તે રસાસ્વાદનામનું નિદિધ્યાસનનું વિઘ્ન કહેવાય છે. માત્ર વિક્ષેપની નિવૃત્તિથી કે અવિદ્યાના પરિણામરૂપ વિચિત્ર પ્રતીતિઓથી મને કૃતાર્થપણું પ્રાપ્ત થવાનું નથી, પણ આવરણનો ભંગ કરી બ્રહ્મ-નો સાક્ષાત્કાર કરવાથીજ મને કૃતાર્થપણું પ્રાપ્ત થશે માટે મારે આ રસાસ્વાદમાં લુબ્ધ નહિ થતાં નિદિધ્યાસનના પરિપાકવડે આ-

વરણુનો ભંગ કરી નિર્વિશેષબ્રહ્મનો સાક્ષાત્કાર કરવો જોઇએ, આવા વિચારવડે નિદિધ્યાસનમાં આદરપૂર્વક પ્રયત્નશીલ રહેવાથી રસાસ્વાદ-નામના નિદિધ્યાસનના વિઘ્નને દૂર કરી શકાય છે."

શિષ્ય પૂછે છેઃ—"હે સર્વજ્ઞ ! વેદોનો, ઉપવેદોનો, વેદાંગોનો, ધર્મશાસ્ત્રોનો, પુરાણોનો, ઉપપુરાણોનો, વેદાનુકૂલ ૭ દર્શનોનો, ઇતિહાસોનો અને કાવ્યાદિ ગ્રંથોનો તથા વેદબાહ્યદર્શનોનો અને મતપંથોનો વેદાંતશાસ્ત્રે પ્રતિપાદન કરેલા વિષયની સાથે કેવા પ્રકારની સારગ્રાહી બુદ્ધિવડે સમન્વય કરી શકાય તે મારી બુદ્ધિને સ્વસ્થ કરવા-માટે હું જાણવા ઇચ્છું છું તો આપશ્રી કૃપા કરીને મારી તે જિજ્ઞાસા-ને પ્રમાણ અને યુક્તિઓવડે પરિતૃપ્ત કરવા શ્રમ લેશો એવી હું આશા રાખું છું."

**શ્રીસ**દ્‌ગુરુ કહે છેઃ—"હે સૌમ્ય ! વેદો ચાર છે, **ઋગ્વેદ**, **યજુર્વેદ**, **સામવેદ**, ને **અથર્વવેદ**. તેમાં યજુર્વેદના બે પ્રકાર છે, કૃષ્ણ-યજુર્વેદ ને શુક્લયજુર્વેદ. સંહિતા, બ્રાહ્મણ, આરણ્યક ને ઉપનિષદ્ એ સર્વની વેદમાં ગણુના થાય છે. વેદોની મુખ્યપ્રવૃત્તિ બ્રહ્મના સ્વ-રૂપનો અને બ્રહ્મસ્વરૂપના જ્ઞાનની પ્રાપ્તિનાં સાક્ષાત્ સાધનોનો ઉપદેશ કરવો એ છે, અને તેની ગૌણપ્રવૃત્તિ અંતઃકરણની શુદ્ધિનાં ને તેની એકાગ્રતાનાં સાધનોનો ઉપદેશ કરવો એ છે. સંહિતાભાગમાં, બ્રાહ્મણ-ભાગમાં ને આરણ્યકભાગમાં પ્રધાનપણે અધિકારાનુસાર ચિત્તશુદ્ધિના હેતુભૂત કર્મોનો ને તેનાં સાધનાદિનો ઉપદેશ છે, અને ઉપનિષદ્-ભાગમાં પ્રધાનપણે બ્રહ્મસ્વરૂપનું નિરૂપણ અને બ્રહ્મસ્વરૂપના જ્ઞાનની પ્રાપ્તિનાં સાક્ષાત્ સાધનોનું નિરૂપણ છે. વેદમાં કેટલેક સ્થલે સકામ-કર્મોનું અને કોઇક સ્થલે પોતાના કે પોતાના યજમાનના શત્રુનો વિનાશ કરવાના સાધનરૂપ અભિચારકર્મોનું જે નિરૂપણ જોવામાં

આવે છે તે નિરૂપણનું કારણ આ પ્રમાણે છેઃ-પોતાનું અને પોતાનાં સગાંવહાલાંઓનું શરીર નીરોગ ને દૃઢ હોય, તથા નિવાસસ્થાન, અન્નવસ્ત્ર, સોનુંરૂપું અને ગાય આદિ ઉપયોગી પશુઓ પોતાના ને અતિથિઓના ઉપયોગપૂરતાં પ્રાપ્ત હોય, અને શત્રુઓ તથા હિંસક પ્રાણીઓ અપકાર કરી શકે એવી પોતાની સ્થિતિ ન હોય તો જિજ્ઞાસુ મનુષ્ય બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં સાધનોનો અભ્યાસ પ્રસન્નમને કરી શકે માટે ખેડ આદિ લૌકિક સકામકર્મોથી ભિન્ન યજ્ઞાદિ અલૌકિક સકામ કર્મોનો ઉપદેશ વેદમાં કેટલેક સ્થલે કર્યો છે. વળી આવાં કર્મો કરવા-થી તેના ફલની પ્રાપ્તિવડે તે કર્મ કરનારને વેદનાં તે વચનોનો મહિમા સમજાય વેદનાં તે વચનોમાં ને અન્ય વચનોમાં તેની શ્રદ્ધાનો વધારો થઇ તેને વેદે પ્રતિપાદન કરેલાં અંતઃકરણની એકાગ્રતાનાં તથા બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં સાધનોમાં અભિરુચિ પ્રકટે છે, અને આગળ જતાં તે જિજ્ઞાસુ થઇ બ્રહ્મવિચારમાં ને તેનાં સાધનોના અભ્યાસમાં પ્રવૃત્ત થઈ શકે છે. જેમનાં અંતઃકરણો તીવ્ર દ્વેષથી ભરેલાં હોવાથી જેઓ પોતાના શત્રુને ક્ષમા આપી શકતા નથી, વા તેમના ઉપર દયા કે પ્રેમ રાખી શકતા નથી, પણ જો થઇ શકે તો તેમનું ઘણામાં ઘણું અનિષ્ટ કરવાને ઇચ્છે છે તેમને પણ શાસ્ત્રની મર્યાદામાં લાવવા તથા પોતાના કર્મના પરિણામનો વિચાર કરાવી તેમના અંતઃકરણમાં રહેલા તીવ્ર દ્વેષના સંસ્કારોને શિથિલ કરવા વેદમાં અભિચારકર્મનો ઉપદેશ કરેલો છે. પોતાના શત્રુને વિષ આપીને, એના નિવાસસ્થાનને અગ્નિ લગાડી-ને, અથવા એકાંતમાં શસ્ત્રાદિ મારીને ન મારતાં તેને અભિચાર-કર્મવડે મારવાની ઇચ્છા કરે તો તેને શાસ્ત્રનાં તે વચનોમાં વિશ્વાસ આવતાં આગળ ઉપર શાસ્ત્રનાં નિષ્કામકર્મબોધક, ઉપાસનાબોધક ને બ્રહ્મસ્વરૂપબોધક વચનોમાં વિશ્વાસ ઉત્પન્ન થવાનો સંભવ હોવાથી, અને

શાસ્ત્રમાં અભિચારકર્મનું ફલ અભિચારકર્મ કરનારને નરકપ્રાપ્તિ કહેલું હોવાથી પોતાના શત્રુને મારી નાંખવાનો તેના અંતઃકરણમાં વેગ ઉપજાવનાર દ્વેષ શિથિલ થવાનો સંભવ હોવાથી તેવા અંતઃકરણવાળાને ક્રમથી કલ્યાણને માર્ગે ચઢાવવા વેદમાં અભિચારકર્મનું પ્રતિપાદન કરેલું જોવામાં આવે છે.

અંતઃકરણની શુદ્ધિવિના અંતઃકરણની એકાગ્રતા થઇ શકે નહિ, અને અંતઃકરણની એકાગ્રતાવિના બ્રહ્મસાક્ષાત્કાર થઇ શકે નહિ, માટે વેદનો કર્મનું નિરૂપણ કરનારો ભાગ પરંપરાવડે બ્રહ્મના જ્ઞાનમાં ઉપયોગી થાય છે. અંતઃકરણની એકાગ્રતા, સૂક્ષ્મતા અને વિવેકાદિ સાધનવિના વેદાંતનું શ્રવણ, મનન ને નિદિધ્યાસન થઈ શકે નહિ, ને તે વિના બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર થઇ શકે નહિ તેથી એવાં સાધનો-નો ઉપદેશ કરનાર વેદોનો ભાગ પણ બ્રહ્મના જ્ઞાનમાં સાક્ષાત્ ઉપ-યોગી થાય છે. એવી રીતે સર્વે વેદોનું તાત્પર્ય અદ્વિતીય બ્રહ્મના નિરૂપણમાં છે એમ જાણવું.

આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ ને અર્થવેદ એ ચાર ઉપવેદોનાં નામો છે. આયુર્વેદમાં સ્થૂલશરીરના સર્વ ભાગોનું, સ્થૂલશરીરને થતા બહુવિધ રોગોનું, તે રોગો ઉત્પન્ન થવાના હેતુઓનું, તે રોગોને તથા અન્ય પીડાઓને દૂર કરવાના ઉપાયોનું, આહારના પદાર્થોના તથા જલના ગુણદોષોનું, સ્થૂલશરીરને પુષ્ટ તથા બલવાન્ કરવાના ઉપાયોનું અને સ્થૂલશરીરને નીરોગ રાખવામાટે વર્ષના વિભાગરૂપ ઋતુઓમાં કેવા આહારાદિનો ઉપયોગ કરવો તથા કેવું વર્તન રાખવું તેનું નિરૂપણ કરેલું છે. એ આયુર્વેદનું મુખ્ય તાત્પર્ય વૈરાગ્યના તથા અંતઃકરણની શુદ્ધિની પ્રાપ્તિદ્વારા બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિમાં છે. સ્થૂલ-શરીરના વિભાગોનો, તેની સ્વાભાવિક મલિનતાનો, તે સ્થૂલશરીરને

પ્રાપ્ત થતા બહુવિધ રોગોનો, ઔષધાદિવડે દૂર કરેલા રોગોનો પુનઃ આવિર્ભાવ થાય છે તેનો ને સ્થૂલશરીરના વિનાશીપણાનો શાંતચિત્તે વિચાર કરવાથી પુણ્યવાન્ સમજુ મનુષ્યને સ્થૂલશરીરનું કુત્સિતપણું સમજાય છે, અને એવા તુચ્છ સ્થૂલશરીરવડે તુચ્છ વિષયોને ભોગવવાની લાલસા રાખવી તે મનુષ્યના મનનું એક પ્રકારનું કંગાલપણું વા ગાંડપણ છે એમ સમજાઇ તેને સ્થૂલશરીરમાં ને શબ્દાદિ વિષયોમાં વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. સ્થૂલશરીરને નીરોગ રાખવાના ઉપાયોને જાણીને તેને આચારમાં મૂકવાવડે મનુષ્યનું સ્થૂલશરીર બહુધા નીરોગ રહેવાથી તેના મનની સ્વસ્થતા જળવાય છે, ને જો તેનું મન સ્વસ્થ હોય તો તેનાથી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં સાધનો સાધી શકાય છે, તથા જો પોતાને રોગનિવૃત્તિના ઉપાયો જ્ઞાત હોય, અને પોતાની પાસે રોગની નિવૃત્તિ કરનારાં ઔષધો હોય તો નિષ્કામબુદ્ધિથી રોગીને તેના રોગની નિવૃત્તિના ઉપાયો બતાવવાથી તથા તે રોગને નિવૃત્ત કરનારું ઔષધ આપવાથી થતા પુણ્યદ્વારા તેમ કરનારના અંતઃકરણની શુદ્ધિ થાય છે, અને અંતઃકરણની તે શુદ્ધિ વિવેકાદિની પ્રાપ્તિમાં હેતુભૂત થઇ વેદાંતના શ્રવણાદિવડે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિમાં હેતુ થાય છે.

ધનુર્વેદમાં આયુધોનું, તેના ઉપયોગનું, અસ્ત્રને લગતા મંત્રોનું, સેનાની વ્યૂહરચનાનું તથા આયુધોનો ઉપયોગ કરનારા અધિકારીનું વર્ણન કરેલું છે. ક્ષત્રિયોને અને રાજાઓને પોતાના રક્ષણમાં તથા અન્ય આયુધરહિત નિર્બલ ને નિરપરાધીના રક્ષણમાં તે ઉપયોગી થાય છે. અન્ય વર્ણને પણ પોતાના ને નિર્બલ તથા નિરપરાધીના રક્ષણમાં તે ઉપયોગી ગણાય છે. ધનુર્વેદના જ્ઞાનથી શત્રુઓથી ને હિંસક પ્રાણીઓથી પોતાનું રક્ષણ કરવાના સામર્થ્યવડે પોતાના

અંતઃકરણમાં નિર્ભયપણું રહેવાથી આગળ ઉપર વિવેકાદિ સાધનોની પ્રાપ્તિ કરી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરી શકવાનો સંભવ હોવાથી, બીજાનું રક્ષણ કરવાથી પ્રાપ્ત થતા પુણ્યવડે અંતઃકરણની પવિત્રતાદ્વારા વિવેકાદિ સાધનોની પ્રાપ્તિ કરવામાટે અનુકૂલતા થવાથી, અને બલવાન્‌વડે નિર્બલનો પરાભવ તથા મરણ થવાનો સંભવ સ્પષ્ટ જણાવાથી આ ધનુર્વેદનું જ્ઞાન સાચી શાંતિ ને સાચું સુખ આપવા સમર્થ નથી એમ પુણ્યવાન્ મનુષ્યને સમજાઇ વૈરાગ્યદ્વારા તેનું અંતઃકરણ વેદાંતના શ્રવણાદિમાં પ્રવૃત્ત થવાનો સંભવ હોવાથી ધનુર્વેદનું પરમપ્રયોજન પણ જીવને અદ્વિતીય બ્રહ્મની પ્રાપ્તિ કરાવવારૂપ મોક્ષ છે.

ગાંધર્વવેદમાં સ્વર, તાલ ને મૂર્ચ્છનાસહિત ગીત તથા વાદ્યાદિનું નિરૂપણ કરેલું છે. દેવોનું આરાધન અને ગવૈયાના અંતઃકરણમાં જો પરમાત્મામાં પ્રબલ પ્રેમ હોય તો નિર્વિકલ્પસમાધિની પ્રાપ્તિ એ ગાંધર્વવેદનું પ્રયોજન હોવાથી તેનો પણ અંતઃકરણની એકાગ્રતાદ્વારા અદ્વિતીય બ્રહ્મનું જ્ઞાન સંપાદન કરવામાં ઉપયોગ છે.

નીતિશાસ્ત્ર, અશ્વશાસ્ત્ર, ગજશાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર ને સૂપકારશાસ્ત્ર આદિ ધનપ્રાપ્તિના ઉપાયોનો બોધ કરનારાં શાસ્ત્રોનો અર્થવેદમાં સમાવેશ થાય છે. ધનની પ્રાપ્તિવડે વ્યવહારમાં ઉપયોગી પદાર્થો સુખપૂર્વક પ્રાપ્ત કરી શકાય, ને તેથી ચિત્ત સ્વસ્થ રહેવાથી પુણ્યશાલી મનુષ્ય સત્સમાગમાદિ કરી પરમાર્થમાં આગળ વધી શકે, અથવા ધનપ્રાપ્તિના સર્વ દૃષ્ટ ઉપાયો કર્યા છતાં પણ પૂર્વજન્મોનાં પુણ્યવિના મનુષ્યને દ્રવ્ય પ્રાપ્ત થઇ શકતું નથી એવા વિચારના ઉદયથી તે મનુષ્યનું અંતઃકરણ વૈરાગ્યવાળું થઇ બ્રહ્મજ્ઞાનનાં વિવેકાદિ સાધનોમાં પ્રવૃત્ત થઈ શકે, તેથી અર્થવેદનું મુખ્ય તાત્પર્ય પણ અધિકારી મનુષ્યોને બ્રહ્મસ્વરૂપનો બોધ કરાવવામાં છે.

શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, જ્યોતિષ્ ને પિંગલ આ છ શાસ્ત્રો ચાર વેદોના અંગરૂપ હોવાથી વેદાંગ કહેવાય છે. વૈદિકમંત્રોમાં આવતા અક્ષરોના ઉચ્ચારના સ્થાનનું જ્ઞાન તથા ઉદાત્ત, અનુદાત્ત ને સ્વરિત એ સ્વરોનું જ્ઞાન શિક્ષાથી થાય છે. વેદમાં કહેલાં કર્મોના અનુષ્ઠાનની રીતિ કલ્પમાં વર્ણવેલી હોય છે. વ્યાકરણવડે વેદના મંત્રોના અર્થનું જ્ઞાન થવામાં સાહાય્ય તથા શબ્દોની શુદ્ધતાનું ને અશુદ્ધતાનું જ્ઞાન થાય છે. નિરુક્તથી વૈદિકમંત્રોનાં અપ્રસિદ્ધ પદોના અર્થોનું જ્ઞાન થાય છે. જ્યોતિષ્વડે વૈદિકકર્મમાં જે ઉપયોગી કાલ હોય તેનું જ્ઞાન થાય છે. પિંગલવડે વેદના ગાયત્રી આદિ છંદોના સ્વરૂપનું જ્ઞાન થાય છે. એ છ વેદાંગોનું તાત્પર્ય વેદમાં કહેલાં સર્વે કર્મોની સમજ આપવી તથા એ કર્મો કેવી રીતે કરવાથી નિર્દોષ ને ઇચ્છિત ફલ આપનારાં થાય એ સમજાવવું તે છે. વૈદિકકર્મોનું મુખ્ય ફલ પૂર્વે કહેલું છે. આ વેદાંગો વૈદિકકર્મોના અંગભૂત હોવાથી વૈદિકકર્મોના મુખ્યપ્રયોજનની પેઠે આનું મુખ્યપ્રયોજન પણ ચિત્ત-શુદ્ધિદ્વારા બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ છે.

**શ્રીમનુ**, **શ્રીયાજ્ઞવલ્ક્ય**, **શ્રીપરાશર**, **શ્રીવિષ્ણુ**, **શ્રીયમ**, **શ્રી-અંગિરા**, **શ્રીવસિષ્ઠ**, **શ્રીદક્ષ**, **શ્રીસંવર્ત**, **શ્રીશાતાતપ**, **શ્રીગૌતમ**, **શ્રીશંખ**, **શ્રીલિખિત**, **શ્રીહારીત**, **શ્રીઆપસ્તંબ**, **શ્રીશુક્ર**, **શ્રીબૃહ-સ્પતિ**, **શ્રીવ્યાસ**, **શ્રીકાત્યાયન**, **શ્રીદેવલ** ને **શ્રીનારદ**ાદિક સર્વજ્ઞ ઋષિઓએ જે વેદભાગનો તેમના સમયમાં ઉચ્છેદ થઇ ગયો હતો તેનું એકાગ્ર ચિત્તવડે સ્મરણ કરીને સ્મૃતિરૂપ ધર્મશાસ્ત્રો રચ્યાં છે. તેમાં સદાચારનું, સદ્વ્યવહારનું ને થયેલાં પાપોની નિવૃત્તિ કરવામાટેનાં પ્રાયશ્ચિત્તોનું તથા વર્ણાશ્રમોના કાયિક, વાચિક ને માનસિક ધર્મોનું વર્ણન કર્યું છે. એ સર્વ ધર્મશાસ્ત્રોનું મનુષ્યના અંતઃકરણની શુદ્ધિદ્વારા

તેને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવવી એ મુખ્યપ્રયોજન છે.

**બ્રહ્મ**પુરાણ, **પદ્મ**પુરાણ, **વિષ્ણુ**પુરાણ, **શિવ**પુરાણ, **ભાગવત**-પુરાણ, **નારદીય**પુરાણ, **માર્કંડેય**પુરાણ, **અગ્નિ**પુરાણ, **ભવિષ્ય**પુરાણ, **બ્રહ્મવૈવર્ત**પુરાણ, **લિંગ**પુરાણ, **વરાહ**પુરાણ, **સ્કંદ**પુરાણ, **વામન**પુરાણ, **કૂર્મ**પુરાણ, **મત્સ્ય**પુરાણ, **ગરુડ**પુરાણ ને **બ્રહ્માંડ**પુરાણ આ અઢાર પુરાણોમાં અને **કાલી**પુરાણ, **દેવીભાગવત**પુરાણ, **ગણેશ**પુરાણ, **સૂર્ય**-પુરાણ ને **આદિ**પુરાણ આદિ અઢાર કે તેથી વધારે ઉપપુરાણોમાં સૃષ્ટિની ઉત્પત્તિ ને રાજાઓના વંશ આદિ બીજાં અવાંતર વર્ણનોની સાથે વર્ણાશ્રમના ધર્મોનું, સગુણબ્રહ્મની નાનાવિધ ઉપાસનાઓનું, નિર્ગુણબ્રહ્મના સ્વરૂપનું અને નિર્ગુણબ્રહ્મના જ્ઞાનની પ્રાપ્તિનાં સાધનો-નું વર્ણન કરેલું છે. એ પુરાણોનું તથા ઉપપુરાણોનું પરમપ્રયોજન પણ અંતઃકરણની શુદ્ધિદ્વારા અને અંતઃકરણની એકાગ્રતાદ્વારા તથા બ્રહ્મસ્વરૂપના જ્ઞાનદ્વારા મનુષ્યને અદ્વિતીયબ્રહ્મની પ્રાપ્તિ કરાવી તેની અખંડૈકરસબ્રહ્મમાં સ્થિતિ કરાવવી એ છે. સર્વે પુરાણોમાં અને સર્વે ઉપપુરાણોમાં કારણબ્રહ્મનું ભિન્ન ભિન્ન નામોથી પ્રધાનપણું દર્શાવ્યું છે, અને કાર્યબ્રહ્મનું ભિન્ન ભિન્ન નામોથી ગૌણપણું દર્શાવ્યું છે. **શિવ**પુરાણમાં, **લિંગ**પુરાણમાં ને **સ્કંદ**પુરાણાદિમાં **શ્રીશિવ**ના નામવડે અને તેના પર્યાયોવડે કારણબ્રહ્મનું—સગુણબ્રહ્મનું—અન્ય અવાં-તરપ્રસંગસહિત નિરૂપણ કર્યું છે; અને **શ્રીવિષ્ણુ**, **શ્રીશક્તિ**, **શ્રીગણે-શ** ને **શ્રીસૂર્ય** એ નામોવડે તથા તેના પર્યાયોવડે તે પુરાણોમાં કાર્યબ્રહ્મનું—સમષ્ટિસૂક્ષ્મઉપાધિવાળા બ્રહ્મનું—ઊતરતાપણાવડે નિરૂપણ કર્યું છે. એવીજ રીતે **ભાગવત**પુરાણમાં, **વિષ્ણુ**પુરાણમાં ને **બ્રહ્મવૈવર્ત** આદિ પુરાણોમાં **શ્રીવિષ્ણુ** એવા નામવડે અને તેના પર્યાયોવડે કારણબ્રહ્મનું શ્રેષ્ઠપણું અને **શ્રીશિવાદિ** નામવડે કાર્યબ્રહ્મનું કનિષ્ઠપણું

નિરૂપણ કર્યું છે. એવી રીતે અન્ય પુરાણોમાં ને અન્ય ઉપપુરાણોમાં પણ **શ્રીશક્તિ, શ્રીગણેશ** ને **શ્રીસૂર્ય** એ નામોવડે તથા તેમના પર્યાયોવડે કારણબ્રહ્મના શ્રેષ્ઠપણાનું અને અન્ય નામોવડે તથા તેમના પર્યાયોવડે કાર્યબ્રહ્મના કનિષ્ઠપણાનુ વર્ણન કરેલું છે એમ જાણવું. સર્વ પુરાણોનું અને સર્વ ઉપપુરાણોનું તાત્પર્ય ઉત્તમ ઉપાસકોને કારણબ્રહ્મની ઉપાસના કર્તવ્ય છે, અને મધ્યમ તથા કનિષ્ઠ ઉપાસકોને કાર્યબ્રહ્મની ઉપાસના કર્તવ્ય છે એમ સમજાવવામાં છે. આમ હોવાથી **શ્રીશિવ**ના ઉપાસકોએ કારણબ્રહ્મરૂપે વર્ણવેલા **શ્રીવિષ્ણુનું** માહાત્મ્ય સાંભળીને તથા કાર્યબ્રહ્મરૂપે વર્ણવેલા **શ્રીશિવ**ના ગૌણપણાનું વર્ણન સાંભળીને ખેદને કે દ્વેષને વશ થવું ઉચિત નથી, તેમજ **શ્રીવિષ્ણુ**ના ઉપાસકોએ કારણબ્રહ્મરૂપે વર્ણવેલા **શ્રીશિવનું** માહાત્મ્ય સાંભળીને તથા કાર્યબ્રહ્મરૂપે વર્ણવેલા **શ્રીવિષ્ણુ**ના ગૌણપણાનું વર્ણન સાંભળીને ખેદને કે દ્વેષને વશ થવું ઉચિત નથી. **શ્રીશક્તિ**નાં, **શ્રીગણેશ**નાં ને **શ્રીસૂર્ય**નાં નામોમાટે અને તેમના માહાત્મ્યના તથા ગૌણપણાના નિરૂપણમાટે પણ તેમના ઉપાસકોએ ઉપર જણાવેલી રીતે વિવેક કરવો, કે જેથી તેમનાં અંતઃકરણો ખેદને વશ થઇને કે દ્વેષને વશ થઇને તપે નહિ.

**ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વમીમાંસા** ને **ઉત્તરમીમાંસા** એ વેદાનુસારી છ દર્શનોનાં નામો છે. **ન્યાયદર્શન**માં પ્રમાણાદિ સોળ જડચેતન પદાર્થોનો યુક્તિપ્રધાન વિચાર કરેલો હોવાથી એ દર્શનનું નામ **ન્યાયદર્શન** રાખવામાં આવ્યું છે. તેમાં પ્રમાણાદિ પંદર જડ પદાર્થોનું અને આત્માનામના લગભલ ચેતનજેવા સ્વભાવવાળા એક પદાર્થનું વર્ણન કર્યું છે, તેમજ **વૈશેષિકદર્શન**માં અભાવસહિત દ્રવ્યાદિ સાત જડ પદાર્થોનું ને દ્રવ્યમાં અન્ય દ્રવ્યોની સાથે આત્માનામના

લગભગ ચેતનજેવા સ્વભાવવાળા પદાર્થનું વર્ણન પણ કર્યું છે. આ દર્શનમાં પ્રત્યેક વસ્તુમાં તે તે વસ્તુને બીજી વસ્તુથી ભિન્ન જણાવવામાં હેતુભૂત થનારો વિશેષનામનો એક નવો પદાર્થ માન્યો છે તેથી આ દર્શનનું નામ વૈશેષિકદર્શન રાખવામાં આવ્યું છે. આ બંને દર્શનો યુક્તિપ્રધાન હોવાથી તથા તેમના પ્રતિપાદ્ય વિષયોના નિરૂપણ-માં લગભગ મળતાપણું હોવાથી તે બંને દર્શનોને તર્કશાસ્ત્ર પણ કહેવામાં આવે છે. મનુષ્યોના અંતઃકરણને સૂક્ષ્મ વિષયો સમજવાની યોગ્યતાવાળું કરવામાં તથા તેના અંતઃકરણની ગ્રહણધારણશક્તિ વધારવા-માં અને આત્મા દેહાદિથી ને શૂન્યથી ભિન્ન છે એવું યુક્તિપૂર્વક સમજાવવામાં આ તર્કશાસ્ત્રનો ઉપયોગ છે. ઉત્તમ મુમુક્ષુઓએ તે શાસ્ત્રના મુખ્ય પ્રતિપાદ્ય વિષયોનો વેદાંતશાસ્ત્રે પ્રતિપાદન કરેલા મુખ્યવિષયોની સાથે આવી રીતે સમન્વય કરવો જોઇએઃ-તર્કશાસ્ત્રમાં આત્માને જડ કહ્યો હોય એમ જણાય છે, ને તેનો તથા મનનો સંયોગ થવાથી તેમાં જ્ઞાનાદિ ગુણો ઉત્પન્ન થાય છે એમ કહ્યું હોય એમ જણાય છે. તેનું તાત્પર્ય એવું છે કે જડ વસ્તુમાં જેમ પદાર્થો-નું વિશેષજ્ઞાન તથા રાગદ્વેષાદિ નથી તેમ આત્મા જ્ઞાનાદિસ્વભાવ-વાળો છતાં પણ તેમાં મન આદિના સંયોગવિના પદાર્થોનું વિશેષજ્ઞાન તથા રાગદ્વેષાદિ જણાતાં નથી. અંતઃકરણરૂપ મનના મળવાથી સ્થૂલ-દૃષ્ટિવાળાને જડજેવા જણાતા એ આત્મામાં જ્ઞાનાદિ ગુણો પ્રતીત થાય છે તેથી એ ગુણો ચૈતન્યરૂપ આત્માના નહિ, પણ ચેતનરૂપ આત્માની સત્તાવડે પ્રતીત થતા જડસ્વભાવવાળા મનના છે એમ જાણવું. અસંખ્ય આત્મા માનીને તેમને વ્યાપક માન્યા છે તેથી વ્યાવહારિકરીતે અંતઃકરણાદિરૂપ ઉપાધિથી આત્માઓ (જીવો) અસંખ્ય છે, પણ પારમાર્થિકરીતે આત્મા ( શુદ્ધચેતન ) એકજ છે.

આત્માથી ભિન્ન પરમાત્મામાં જ્ઞાનાદિ ગુણો નિત્ય રહે છે એમ કહેવા-નું તાત્પર્ય એવું છે કે સૃષ્ટિના આરંભથી સૃષ્ટિના અંતસુધી તેમના-માં તેમના મહાસામર્થ્યવાળા અંતઃકરણરૂપ માયાના સંયોગથી તે ગુણો પ્રતીત થાય છે. જો તેમનામાં જ્ઞાનાદિગુણો સર્વદાજ રહેતા હોય તો પ્રલયનો અસંભવ થાય, માટે વ્યવહારકાલે તેમનામાં માયા-વડે એ ગુણો પ્રતીત થાય છે, વસ્તુતાએ તો તેઓ એ ગુણોથી રહિત સચ્ચિદાનંદરૂપ છે. માયામાંથી આકાશાદિ પાંચ સૂક્ષ્મભૂતો, એ પાંચ સૂક્ષ્મભૂતોમાંથી આકાશાદિ પાંચ સ્થૂલભૂતો ને તે પાંચ સ્થૂલભૂતોમાંથી ભૌતિક પદાર્થો ઉપજે છે એ વેદાંતની જગતની ઉત્પત્તિ જણાવનારી પ્રક્રિયા સ્થૂલદૃષ્ટિવાળાઓને સુલભરીતે સમજાવવા-માટે તર્કશાસ્ત્રમાં વાયુ આદિ ચાર ભૂતોનાં પરમાણુઓમાંથી દ્વ્યણુકા-દિ ક્રમે આ જગતની ઉત્પત્તિ કહી છે. આકાશનાં પરમાણુઓ કેવાં હશે તે તથા તેની ઉત્પત્તિ સ્થૂલદૃષ્ટિવાળાને પૂરતી રીતે સમજાય નહિ માટે તેનાં પરમાણુઓ તથા તેની ઉત્પત્તિ નહિ માનતાં તેને ઉત્પત્તિ-રહિત નિત્ય માન્યું છે. પરમાણુ જો નિરવયવ હોય તો તેમાંથી દ્વ્યણુકાદિ થઇ ભૌતિક પદાર્થોની ઉત્પત્તિ થઇ શકે નહિ માટે સાવયવ પરમાણુઓના કારણરૂપ સૂક્ષ્મભૂતોના અસ્તિત્વની, અને સૂક્ષ્મભૂતોના કારણરૂપ માયાના અસ્તિત્વની સિદ્ધિ થાય છે. મનસહિત ૭ ઇંદ્રિયો, તે ૭ ઇંદ્રિયોના ૭ વિષયો, તે ૭ ઇંદ્રિયોનો પોતપોતાના વિષયોની સાથે સંયોગ, ઇંદ્રિયોના ને અનુકૂલ વિષયોના સંયોગથી ઉપજતું દુઃખમિશ્ર વિષયસુખ, કોઇ પણ નિમિત્તથી થતી માનસ પીડારૂપ દુઃખ અને જેના સદ્‌ભાવથી દુઃખ થાય છે તે સ્થૂલશરીર એમાંથી વીશનો સદ્‌ભાવ દુઃખની ઉત્પત્તિમાં હેતુરૂપ હોવાથી ને દુઃખ દુઃખરૂપ હોવાથી તર્કશાસ્ત્રમાં એકવીશ પ્રકારનાં દુઃખો માનેલાં છે. એ એકવીશ પ્રકારનાં દુઃખોનો વેદાંતશાસ્ત્રે માનેલાં

આધ્યાત્મિક, આધિભૌતિક ને આધિદૈવિક એ ત્રણ પ્રકારનાં દુઃખોમાં અંતર્ભાવ થઈ જાય છે. તર્કશાસ્ત્રમાં આત્મા પદાર્થોના યથાર્થજ્ઞાનવડે મન આદિના સંબંધથી તથા એકવીશ પ્રકારનાં દુઃખોથી મોકળો થઇ પોતાના જડસ્વરૂપે પુનરુત્થાનવિનાની સ્થિતિ કરે તે મોક્ષ એમ માન્યું છે. તે શાસ્ત્રનું માનવું આવી રીતે વેદાંતસિદ્ધાંતને અનુકૂલ કરી શકાય છે:—જડપદાર્થોથી વિલક્ષણસ્વભાવવાળા આત્માના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થયે તેનો સર્વ દૃશ્યથી તથા ત્રિવિધ દુઃખોથી અત્યંત વિયોગ થઇ તે સ્થૂલદૃષ્ટિવાળાને જડજેવો—સર્વ કરણોથી, અંતરબહારના સર્વ પદાર્થોના જ્ઞાનથી ને સુખદુઃખના સંબંધથી રહિત–જણાય એવી સ્થિતિને પામે છે, અર્થાત્ તે આત્મા મોક્ષકાલે ત્રિવિધ દુઃખોથી રહિત અને પોતાના શ્રુતિસિદ્ધ નિરુપાધિક જ્ઞાનરૂપે ને આનંદરૂપે સ્થિતિ કરે છે. તત્ત્વજ્ઞાનવડે અને તેના હેતુભૂત શ્રવણાદિવડે આત્મા મોક્ષ મેળવે છે એ વાતનો તર્કશાસ્ત્ર સ્વીકાર કરે છે, એટલે તર્કશાસ્ત્રની સાથે તે વાતમાં વેદાંતનો વિરોધ રહેતો નથી.

**સાંખ્યદર્શનનો** તથા **યોગદર્શનનો** સિદ્ધાંત લગભગ એકજેવો છે. સાંખ્યદર્શનમાં પ્રધાન આદિ ચોવીશ જડ તત્ત્વોનું તથા ચેતનરૂપ પુરુષનું સમ્યક્પ્રકારે કથન કરેલું હોવાથી અથવા તે પચીશ તત્ત્વોની સંખ્યાનું નિરૂપણ કરનારું હોવાથી તે દર્શન **સાંખ્યદર્શન** કહેવાય છે. ચિત્તવૃત્તિઓના નિરોધરૂપ યોગનું તથા ચિત્તવૃત્તિઓના નિરોધના ઉપાયોનું નિરૂપણ યોગદર્શનમાં કરેલું હોવાથી તે દર્શન **યોગદર્શન** કહેવાય છે. આ બંને દર્શનોને **સાંખ્યપ્રવચન** પણ કહેવામાં આવે છે, કેમકે તે બંને દર્શનોમાં પ્રધાન ને પ્રધાનનાં કાર્યરૂપ જડતત્ત્વનું અને પુરુષરૂપ ચેતનતત્ત્વનું ઉત્તમ પ્રકારે પ્રતિપાદન કરવામાં આવ્યું

છે. આ દર્શનોમાં પુરુષોને જે ઘણા માન્યા છે તે તેમનાં અંતઃકરણાદિરૂપ ઘણા ઉપાધિઓને લઇને માન્યા છે તેથી વેદાંતશાસ્ત્ર જેમને જીવો કહે છે તેમને આ દર્શનમાં પુરુષો કહેલા છે. તે શાસ્ત્રમાં તેમને જડચેતનના અવિવેકથી બંધ માન્યો છે તે વેદાંતશાસ્ત્રને માન્ય છે. ઘણા પુરુષો માન્યા છતાં તેમને વ્યાપક માન્યા છે તેથી પુરુષનું વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મ હોવાથી તે વ્યાપક છે એમ સમજવું. પુરુષો પ્રધાનના, તેનાં કાર્યોના, ત્રિવિધતાપના ને પાંચ ક્લેશોના સંગથી અત્યંત મોકળા થઇ પોતાના અસંગ ને અવિકારી ચેતનસ્વરૂપમાં અવિચલ સ્થિતિ કરે તે મોક્ષ એમ તે દર્શનમાં માન્યું છે એ નિર્ણય પણ વેદાંતશાસ્ત્રને અનુકૂલ છે. એ દર્શનોમાં પ્રકટરીતે દુઃખાભાવને મોક્ષરૂપે વર્ણવ્યો છે તેથી દુઃખોનો અભાવ હોય ત્યારે શ્રુતિસ્મૃતિએ પ્રતિપાદન કરેલા પુરુષના સ્વાભાવિક આનંદનો અભાવ હોવાનો સંભવ નથી માટે મોક્ષકાલે આત્મા દુઃખરહિત પોતાના સ્વાભાવિક આનંદરૂપે સ્થિતિ કરે છે એમ અર્થથી જાણવું. અંતઃકરણની વૃત્તિનો નિરોધ ને તે નિરોધની પ્રાપ્તિનાં યમનિયમાદિ સાધનો અવિદ્યાદિ પાંચ ક્લેશોની નિવૃત્તિમાં ને પુરુષના સ્વરૂપના સાક્ષાત્કારમાં હેતુભૂત છે એ સાંખ્યદર્શનનું તથા યોગદર્શનનું કહેવું વેદાંતશાસ્ત્રને માન્ય છે, કેમકે વેદાંતશાસ્ત્ર પણ બ્રહ્મધ્યાનરૂપ નિદિધ્યાસનને અવિદ્યાની નિવૃત્તિમાં ને બ્રહ્મસાક્ષાત્કારમાં હેતુભૂત માને છે. સર્વ પુરુષો વસ્તુતાએ અવિદ્યાદિ ક્લેશોથી, શુભ અશુભ ને મિશ્રકર્મોના કર્તાપણાથી, શુભ અશુભ ને મિશ્રકર્મોનાં ફલોના ભોક્તાપણાથી અને તે ત્રણે કર્મોના સંસ્કારોથી રહિત છે આ તે બંને દર્શનોનો સિદ્ધાંત પણ વેદાંતશાસ્ત્રને માન્ય છે. પ્રધાન પુરુષરૂપ ચૈતન્યના સામીપ્યથી મહદાદિરૂપે ( સર્વના અંતઃકરણ આદિરૂપે ) પરિણામ પામે છે એમ

સાંખ્યદર્શનનો સિદ્ધાંત હોવાથી બ્રહ્મના સામીપ્યથી માયા જગદાકારરૂપ પરિણામને પામે છે એ વેદાંતશાસ્ત્રનો સિદ્ધાંત સાંખ્યદર્શનના તે સિદ્ધાંતથી વિરોધ પામતો નથી. યોગદર્શનમાં જે પુરુષવિશેષ ઈશ્વર માન્યા છે તે ઈશ્વરમાં ને વેદાંતે માનેલા ઈશ્વરમાં વિચાર કરતાં કાંઈ ભેદ જણાતો નથી. ઈશ્વર સર્વદા અવિદ્યાદિ ક્લેશોથી, કર્મોથી, કર્મફલોથી ને કર્મના સંસ્કારોથી રહિત છે, અને પ્રાણીઓના સંસ્કારોપ્રમાણે તે પ્રધાનને જગદાકાર થવામાં પ્રેરણા કરતા હોય એમ જણાય છે આ યોગશાસ્ત્રનું કહેવું વેદાંતશાસ્ત્રને સર્વથા માન્ય છે. પ્રધાન ને માયા એક છે, અને પુરુષવિશેષ–ઈશ્વર–ને મહેશ્વર એક છે, માત્ર બંને દર્શનોના શબ્દમાં ભેદ છે. પારમાર્થિકપક્ષે વિચારતાં વ્યાપક, અસંગ ને અવિકારી પુરુષજ સત્ય છે, અન્ય કાંઇ પણ મોક્ષકાલે સત્ય નથી તેથી સાંખ્યદર્શનમાં પુરુષથી ભિન્ન ઈશ્વરનું અસ્તિત્વ માન્યું નથી.

પૂર્વમીમાંસાદર્શનને જૈમિનિદર્શન વા ધર્મમીમાંસા અને ઉત્તરમીમાંસાદર્શનને વેદાંતદર્શન વા બ્રહ્મમીમાંસા પણ કહેવામાં આવે છે. પૂર્વમીમાંસાદર્શનમાં અંતઃકરણયુક્ત જીવને જડચેતન ઉભયરૂપ માનવાનું કારણ એવું છે કે તેમાં જે અંતઃકરણરૂપ ભાગ છે તે જડરૂપ છે, ને જ્ઞાનસ્વભાવવાળો જે ચેતનરૂપ ભાગ છે તે ચેતનરૂપ છે. વ્યવહારકાલે તે જડચેતન ઉભયરૂપજેવો જણાય છે, પણ મોક્ષકાલે તે પોતાના સ્વતઃસિદ્ધ આનંદરૂપે સ્થિતિ કરે છે તેથી તે ચેતનરૂપ ને આનંદરૂપ છે એમ નક્કી થાય છે. તે દર્શનમાં જીવ ઘણા માન્યા છે તે અંતઃકરણરૂપ ઉપાધિઓને લઇને ઘણા માન્યા છે એમ સમજવું. અંતઃકરણની વૃત્તિ જે સૂક્ષ્મ એટલે અણુજેવી છે તે વૃત્તિની ઉપાધિને લઇને જીવને અણુ કહ્યો છે, પણ શ્રુતિસિદ્ધાંતપ્રમાણે વસ્તુતાએ તે વ્યાપક છે. વેદના ઉપદેશને અનુસરવાથી મુમુક્ષુ જીવો મોક્ષ

મેળવી શકે છે માટે વેદથી ભિન્ન ઈશ્વર તે દર્શનમાં સ્વીકાર્યા નથી. આ જગત્ પરમાણુઓમાંથી ઉત્પન્ન થયું છે એવી તે દર્શનની માન્યતાનો વેદાંતશાસ્ત્રની માન્યતાની સાથે તર્કશાસ્ત્રની માન્યતાના સમન્વયની પેઠે સમન્વય થઈ શકે છે. મોક્ષકાલે જીવ સ્વતઃસિદ્ધ આનંદરૂપે સ્થિતિ કરે છે એમ તે દર્શનમાં માનેલું છે. જ્યારે જીવ આનંદરૂપે સ્થિતિ કરે ત્યારે તેને દુઃખાનુભવનો સર્વથા અભાવ હોવાથી મોક્ષકાલે જીવ સર્વપ્રકારનાં દુઃખોથી રહિત પરમાનંદરૂપે સ્થિતિ કરે છે એમ અર્થથી એ દર્શનવડે સિદ્ધ થાય છે. એ દર્શનમાં જે સકામ વૈદિકકર્મોનું પ્રતિપાદન કરેલું છે તે સાંસારિક દુઃખની નિવૃત્તિની ને સાંસારિક સુખની પ્રાપ્તિની કામનાવાળા દ્વિજોને માટે છે. જે દ્વિજો પરમાનંદને પ્રાપ્ત કરવા ઇચ્છે છે તેમને તે દર્શન પોતાનું કર્તવ્ય સમજીને તથા આ લોકના ફલની ને સ્વર્ગનાં સુખોની પ્રાપ્તિ-રૂપ ફલની ઇચ્છા ત્યજીને વૈદિકકર્મો કરવાનો ઉપદેશ કરે છે. આ દર્શન મુમુક્ષુઓને ચિત્તશુદ્ધિના ઉપાયભૂત વૈદિક નિષ્કામકર્મનો ઉપદેશ કરી ચિત્તશુદ્ધિદ્વારા પ્રાપ્ત થતી ચિત્તની એકાગ્રતામાટે મુમુક્ષુને યોગ્ય કરવાનું કામ કરે છે, ને કાંઇક અંશે ચિત્તના વિક્ષેપ-ની નિવૃત્તિદ્વારા ઉપશમસુખનો અનુભવ કરવાની યોગ્યતા ઉત્પન્ન કરવાનું કામ પણ કરે છે.

વેદાંતદર્શન તો શ્રુતિઓથી ને તદનુકૂલ સુયુક્તિઓથી શ્રુતિ-સ્મૃતિ આદિનું તાત્પર્ય એકજ અદ્વૈત બ્રહ્મના નિરૂપણમાં છે એમ દુરાગ્રહવિનાના મુમુક્ષુને સમજાય એવી રીતે પ્રૌઢપણે નિરૂપણ કરે છે એટલે તેનો સમન્વય કરવાની લગારે અપેક્ષા રહેતી નથી.

**રામાયણ** અને **મહાભારત** એ બંને ગ્રંથોની ઇતિહાસમાં ગણના થાય છે. એ બંને ગ્રંથોમાં સ્થલે સ્થલે મોક્ષના હેતુભૂત દૈવીસંપત્તિ-

નું જે માહાત્મ્ય વર્ણવ્યું છે અને બંધના હેતુભૂત આસુરીસંપત્તિનું સ્થલે સ્થલે જે અધમપણું વર્ણવ્યું છે તે સર્વ મુમુક્ષુઓએ અખંડૈક-રસ અદ્વિતીય બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન મેળવવામાટે દૈવીસંપત્તિ ઉપાદેય છે ને આસુરીસંપત્તિ હેય છે એમ જણાવવામાટે છે, તેથી તે બંને ગ્રંથોનું તાત્પર્ય અદ્વિતીય બ્રહ્મના નિરૂપણમાં છે એમ સિદ્ધ થાય છે. વળી એ ગ્રંથોમાં જે વર્ણાશ્રમના ધર્મોનું, શિષ્ટાચારનું, શાસ્ત્રોક્તકર્મનું, પરમાત્માની ભક્તિનું, યોગનું, જ્ઞાનનાં સાધનોનું, આત્મસ્વરૂપનું તથા બ્રહ્મસ્વરૂપનું વર્ણન છે તે પણ અદ્વિતીય બ્રહ્મનું સ્વરૂપ સમજાવવામાં પરંપરાએ તથા સાક્ષાત્ ઉપયોગી હોવાથી પણ તે બંને ગ્રંથોનું તાત્પર્ય અદ્વિતીય બ્રહ્મના પ્રતિપાદનમાં છે એમ સિદ્ધ થાય છે.

કાવ્ય, નાટક, ચંપુ, ભાણ ને કથાઓનું તાત્પર્ય પણ શૃંગારાદિ આઠ રસોનું સેવન મનુષ્યને ક્ષણિક સુખાનુભવ કરાવે છે, પણ સાચી શાંતિ ને સાચી તૃપ્તિ આપવામાં તે સમર્થ થતું નથી, કિંતુ શાંતરસજ તેનું સેવન કરનારા સુભાગી મનુષ્યને અવિચલ શાંતિ ને અખંડ તૃપ્તિ આપવા સમર્થ થાય છે એમ જણાવી વૈરાગ્યદ્વારા મનુષ્યો-ને અદ્વૈતબ્રહ્મના બોધભણી વાળવામાં છે.

રામાનુજસંપ્રદાયમાં ને સ્વામીનારાયણમતમાં જીવો ( ચિત્ વા ભોક્તાઓ ) અને પ્રકૃતિ ( અચિત્ વા ભોગ્ય વા જડ ) એ બે વિશેષણોવાળા શ્રીવાસુદેવ ( ઈશ્વર વા નિયામક ) માન્યા છે. જીવોનું બહુપણું ને અણુપણું પૂર્વે કહેલી રીતે વ્યાવહારિક સમજવું. શ્રીવાસુ-દેવનું વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મ છે એમ જાણવું. જગત્ પોતાના ઉપાદાનકારણરૂપ પ્રકૃતિથી ભિન્ન ન હોઇ શકે એમ સમજવું, જીવ મોક્ષકાલે શ્રીવાસુદેવજેવો થઇ જાય છે એ ક્રમમોક્ષમાંના સાયુજ્ય-

મોક્ષની પ્રાપ્તિ છે એમ સમજવું, અને અનન્યભક્તિ પ્રતિબંધક પાપ-સંસ્કારોની નિવૃત્તિમાં ને પરમાત્મામાં ચિત્તની એકાગ્રતામાં પરમોપયોગી હોવાથી તેને મોક્ષનું સાધન માનેલી છે એમ સમજવું. આવી રીતે પ્રેમપ્રધાન અંતઃકરણવાળા મનુષ્યો સાયુજ્યમોક્ષ મેળવી પછી અનાયાસે સદ્યોમોક્ષ મેળવી શકશે એમ વિચારવાથી તે બંને સંપ્રદાયોની વેદાંતશાસ્ત્રના પ્રતિપાદિત વિષયની સાથે એકવાક્યતા થઇ જશે.

મધ્વસંપ્રદાયમાં ભેદભાવે પરમાત્માની દૃઢભક્તિ કરવાનો મુખ્ય ઉપદેશ હોવાથી જીવ, ઈશ્વર ને જડ એ ત્રણ તત્ત્વ અનાદિ અનંત માન્યાં છે. જીવ મોક્ષકાલે તેની અશુદ્ધિ દૂર થવાથી ને ઈશ્વરની કૃપા તેના ઉપર થવાથી મોટા ઐશ્વર્યવાળો થયા છતાં પણ તે જીવનો જીવજ રહે છે. તે મતે પણ ક્રમમોક્ષ સ્વીકાર્યો હોય એમ જણાય છે તેથી તે મતમાં પણ સગુણબ્રહ્મનો સાક્ષાત્કાર થયા પછી નિર્ગુણબ્રહ્મનો સાક્ષાત્કાર થવાનો પ્રબલ સંભવ હોવાથી અંતે ક્રમમોક્ષ પામેલા જીવો બ્રહ્મરૂપ થાય છે એમ માનવું જોઇએ. ઈશ્વર પોતાનામાં રહેલી કલ્પિત માયાના પરિત્યાગથી બ્રહ્મજ છે, જડ પણ બ્રહ્મની સત્તાથી સત્તાવાળું હોવાથી બ્રહ્મથી ભિન્ન નથી. એવી રીતે જીવ, ઈશ્વર ને જડની વ્યવહારકાલે પૃથક્તા છતાં પણ પારમાર્થિકરીતે તેમનો ભેદ રહી શકતો નથી એમ વિચાર કરતાં નક્કી થાય છે.

નિંબાર્કસંપ્રદાયમાં પણ ભગવાનની અનન્યભક્તિ કરી જીવે પોતાની આગંતુક સર્વ અશુદ્ધિ દૂર કરી પરમાત્મરૂપ થવાનો ઉપદેશ કરેલો છે. એ સંપ્રદાયમાં વ્યવહારકાલે જીવ, ઈશ્વર ને જડ પદાર્થો પૃથક્ છતાં પણ મોક્ષદશારૂપ પરમાર્થકાલે તેમનો ભેદ રહેતો નથી એમ સ્વીકારેલું હોવાથી તે સંપ્રદાયમાં પણ વાસ્તવિકરીતે અદ્વૈતતત્ત્વજ સ્વીકારેલું હોય એમ જણાય છે.

વલ્લભસંપ્રદાયમાં પૂર્ણપુરુષોત્તમજ પોતાની ઇચ્છાએ જીવરૂપ ને જગદ્રૂપ થયા છે એટલે આ જગતમાં પૂર્ણપુરુષોત્તમથી ભિન્ન બીજું કાંઇજ નથી એમ તેમનો સ્વીકાર હોવાથી તેમને મતે પણ સર્વ જીવો ને જડ પદાર્થો પૂર્ણપુરુષોત્તમરૂપ એટલે બ્રહ્મરૂપ છે એમ નક્કી થાય છે. જીવો પરમાત્માની અનન્યભક્તિ કરી તેમની કૃપાવડે ભાગવતીતનુ પામી ગોલોકમાં જાય છે એવું એ સંપ્રદાયનું માનવું ક્રમમોક્ષને ઉદ્દેશીને હોય એમ જણાય છે. અંતઃકરણની વૃત્તિ અણુ-પરિમાણ હોવાથી તે ઉપાધિવાળા પૂર્ણપુરુષોત્તમરૂપ જીવને અણુ માન્યો છે. તેમણે માનેલા અવિકારિપરિણામવાદમાં ને વેદાંતે માનેલા વિવર્તવાદમાં શબ્દના ભેદવિના બીજો કાંઇ ભેદ વિચારી પુરુષની દૃષ્ટિએ જણાતો ન હોવાથી તે સંપ્રદાયનું માનવું વેદાંતસિદ્ધાંતમાં પ્રવેશ પામી જાય છે એમ નક્કી થાય છે.

શૂદ્રાદિમાં પ્રચલિત મહામાર્ગ જે મોટા પંથને નામે વા માર્ગિ-પંથને નામે વા બીજમાર્ગને નામે ને કોઇ સ્થલે કાંચળિયાપંથને નામે વા કુંડાપંથને નામે પણ લોકોમાં ઓળખાય છે તે મહામાર્ગમાં સર્વને, તેમાં પણ વિશેષે સાધુઓને પરમાત્મસ્વરૂપ ગણી તેમના અંતઃકરણને અન્નદાનવડે, વિનયના શબ્દોવડે, શારીરિક સેવાવડે ને પોતાનાં સગાં-વહાલાંનાં શરીરોને તેમની સેવામાં જોડવાવડે પ્રસન્ન કરવાનો મુખ્ય ઉપદેશ છે. જો વિવેક, બહુમાન ને સદાચારપૂર્વક (વર્ણાશ્રમના ધર્મના પાલનપૂર્વક ને બ્રહ્મચર્યના પાલનપૂર્વક) સર્વ મનુષ્યોને પરમાત્મસ્વરૂપ માની તેમની વિહિતરીતે સેવા થાય તો તે પણ ચિત્તની શુદ્ધિ આદિ-દ્વારા સર્વમાં રહેલા બ્રહ્મના સાક્ષાત્કારમાં હેતુરૂપ હોવાથી તે મતનો તેટલે અંશે વેદાંતસિદ્ધાંતમાં સમાવેશ કરી શકાય છે.

દેવીમતને શાક્તમત, વામમાર્ગ વા મહાકાલીનો પંથ પણ

કહેવામાં આવે છે. તેમાં દક્ષિણામ્નાયથી દેવીની ભક્તિ કરવાથી દેવીની એટલે ત્રણ ગુણોની અધિષ્ઠાત્રીરૂપ ચિતિશક્તિની–બ્રહ્મની–પ્રાપ્તિ થાય છે એમ માનેલું હોવાથી તે મત દેવીની ભક્તિવડે બ્રહ્મની પ્રાપ્તિના સાધનરૂપ છે. વામમાર્ગવડે દેવીનું આરાધન કરવું એ સમજુ ભક્તને ઉચિત નથી. જેઓ મદ્યમાંસાદિનું યથેચ્છ સેવન કરનારા છે તેમને કાંઇક મર્યાદામાં લાવી દેવીની ઉપાસનામાં જોડવામાટે તે મત તેવા મનુષ્યોમાટે ભલે કાંઇક અંશે ઉપયોગી હોય, પણ બીજાઓ-ને માટે તે લેશ પણ ઉપયોગી નથી.

પાશુપતમત, પ્રત્યભિજ્ઞામત, રસેશ્વરમત, કાપાલિકમત, લિંગા-યતમત, જંગમમત ને અઘોરપંથ એ મતોમાં શિવની ઉપાસનાનું પ્રધાનપણું છે. એ મતોમાં જેટલી સાત્ત્વિકી ભક્તિ હોય તેટલી વેદાંતાનુકૂલ છે, અને એ મતોમાં જેટલી રાજસી ને તામસી ભક્તિ હોય તે વેદાંતાનુકૂલ ન હોવાથી મુમુક્ષુને તે ગ્રહણ કરવાયોગ્ય નથી.

ચૈતન્યપંથમાં, રામાનંદમતમાં, કબીરપંથમાં, નાનકપંથમાં ને દાદુપંથમાં તથા એવાજ બીજા નાનામોટા ભિન્ન ભિન્ન મતપંથો જેમાં ઈશ્વરભક્તિનો, પરમાત્માના જ્ઞાનનો ને શુભકર્મનો ઉપદેશ કરેલો હોય તે સર્વ મતપંથોનો વેદાંતાનુકૂલ ભાગ મુમુક્ષુને ગ્રહણ કરવાયોગ્ય છે, અને વેદાંતવિરુદ્ધ જે ભાગ રૂઢિથી તે તે મતપંથમાં પ્રવેશ થવા પામ્યો હોય તે ભાગ મુમુક્ષુએ ઉપેક્ષા કરવાયોગ્ય છે.

આર્યસમાજનાં, બ્રહ્મસમાજનાં, પ્રાર્થનાસમાજનાં ને બ્રહ્મ-જિજ્ઞાસુમંડલનાં ( થિઓસોફીકલ સોસાઈટીનાં ) જે જે મંતવ્યો ઉપનિષદોથી અવિરોધી હોય તે તે મંતવ્યો મુમુક્ષુએ સ્વીકાર કરવા-યોગ્ય છે, ને જે જે મંતવ્યો શ્રુતિસ્મૃતિથી વિરુદ્ધ હોય તે તે મંતવ્યો અસત્ય હોવાથી મુમુક્ષુએ તેને સત્ય ગણી આદર આપવાયોગ્ય નથી.

બુદ્ધદર્શનમાં ને આર્હતદર્શનમાં જે અહિંસાનો, દયાનો ને વિષયતૃષ્ણાના તથા વિષયોપભોગના ત્યાગનો ઉપદેશ છે તે મુમુક્ષુએ આદર આપવાયોગ્ય છે. તે ધર્મના અનુયાયીઓએ પાળવાના કેટલાક આચારોના સંબંધમાં મુમુક્ષુઓએ વિચાર કરવાની અગત્ય નથી.

પારસીધર્મમાં ( જરથુસ્તધર્મમાં ) અગ્નિદ્વારા પ્રભુનું આરાધાન અને પ્રભુની પ્રાર્થના આદિ કહ્યાં છે તે તે ધર્મના મુમુક્ષુઓને પોતાના ચિત્તની શુદ્ધિમાં તથા પોતાના ચિત્તની સ્થિરતામાં ઉપયોગી હોવાથી તેના અધિકારી મુમુક્ષુઓને ઉપકારક છે.

બે પ્રકારના યાહુદી, ત્રણ પ્રકારના ખ્રીસ્તી ને બે પ્રકારના મુસલમાની ધર્મમાં પ્રભુમાં શ્રદ્ધા રાખવાનો, પ્રભુની આજ્ઞા માનવાનો, પ્રભુની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી થતી હાનિનો ને પ્રભુની આજ્ઞાનું શ્રદ્ધાભક્તિપૂર્વક પરિપાલન કરવાથી થતા લાભનો જે ઉપદેશ છે તે ઉપદેશ તે પંથના મનુષ્યોને ચિત્તશુદ્ધિમાં ને ચિત્તની સ્થિરતામાં ઉપયોગી હોવાથી તેમને હિતકર છે. દુરાગ્રહ રાખ્યા વિના ને બીજાના વિચારોની માત્ર દ્વેષબુદ્ધિવડે નિષ્પ્રયોજન અવગણના કર્યા વિના જો તે મતવાળા પોતાના મતમાં કહેલી રીતે વર્તે તો તે પરમાર્થમાં આગળ વધવાની યોગ્યતાવાળા થાય છે.

ચીનમાં કેટલેક સ્થલે ચાલતા કન્ફ્યુસીઅસમતમાં જે પોતાનાં મરણ પામેલાં માતપિતા આદિની ભક્તિનો ઉપદેશ છે તે પણ પુણ્યરૂપ હોવાથી ચિત્તશુદ્ધિમાં ઉપકારક છે તેથી તેટલે અંશે તે આદર આપવાયોગ્ય છે, અને તેઓના મતમાં જે સૂક્ષ્મપદાર્થોનું વિવેચન બુદ્ધિની સૂક્ષ્મતા કરવામાટે કરવામાં આવ્યું છે તે બુદ્ધિની સૂક્ષ્મતાનો જ્ઞાનમાં ઉપયોગ હોવાથી તેટલે અંશે ઉપયોગી છે.

જાપાનમાં કેટલેક સ્થલે ચાલતા શીંટોમતમાં જે અંતઃકરણની

શુદ્ધિ કરનારા ઉપાયોનો ઉપદેશ છે તે પણ અંતઃકરણની શુદ્ધિ જ્ઞાનમાં ઉપયોગી હોવાથી તેટલે અંશે ગ્રહણ કરવાયોગ્ય છે.

ચાર્વાકમતમાં માત્ર અર્થને તથા કામનેજ પુરુષાર્થ માનેલા હોવાથી અને પ્રત્યક્ષપ્રમાણનેજ પ્રમાણ માનેલું હોવાથી તથા શરીરથી ભિન્ન આત્માનો સ્વીકાર કરેલો નહિ હોવાથી તે મત મુમુક્ષુએ આદર આપવાયોગ્ય નથી.

સર્વ મનુષ્યોને સર્વ પ્રકારનું દુઃખ ને તેનાં કારણો અપ્રિય લાગે છે, અને તેમને પોતપોતાના સંસ્કારોથી ને સંગતિથી ઉપજતી રુચિપ્રમાણે કોઇ પણ પ્રકારનું સુખ ને તે સુખના મનાતા હેતુઓ પ્રિય લાગે છે. સર્વ જીવોને દુઃખ અપ્રિય જણાવાથીજ તેઓ પોતપોતાના સામર્થ્યપ્રમાણે પોતાને પ્રાપ્ત થયેલા દુઃખને દૂર કરવામાટે તથા ભવિષ્યમાં કોઇ પણ પ્રકારના દુઃખની પ્રાપ્તિ થવાનું અનુમાન થતાં તે દુઃખના આગમનને અટકાવવામાટે યથાસામર્થ્ય પ્રયત્ન કરે છે. આ પ્રમાણે મનુષ્યોનું ને દુઃખનું જાણે અનાદિકાલથી પરસ્પર યુદ્ધ સર્વદા ચાલતું હોય એમ જણાય છે. મનુષ્ય પ્રથમ પોતાને પ્રાપ્ત થયેલા દુઃખની નિવૃત્તિ કરવામાટે બહુધા લૌકિક ઉપાયોના સેવનમાં પ્રવૃત્ત થાય છે. જ્વરાદિ રોગોથી પ્રાપ્ત થતા દુઃખની નિવૃત્તિમાટે તે ઔષધનું સેવન કરે છે, અને પથ્ય પાળે છે; ક્ષુધાતૃષાજન્ય દુઃખની નિવૃત્તિમાટે તે અન્નજલનું ભક્ષણપાન કરે છે; કામજન્ય દુઃખની નિવૃત્તિમાટે તે વિજાતીયશરીરનો સમાગમ સેવે છે; ચોર, શત્રુ, સિંહ, વ્યાઘ્ર, રીંછ, વરુ, સર્પ ને વૃશ્ચિકાદિ પ્રતીત થતા પ્રાણીઓથી થનારા દુઃખને દૂર કરવામાટે તે શસ્ત્રાદિના પ્રહારાદિનો ઉપયોગ કરે છે; અને ભૂત, પ્રેત, ગ્રહ ને પનોતી આદિથી થનારા વા થયેલા દુઃખને દૂર કરવામાટે તે મંત્રજપ, સ્તોત્રપાઠ, બલિદાન,

વ્રત ને દાનાદિ શાસ્ત્રોક્ત ઉપાયોનો આશ્રય ગ્રહણ કરે છે. એ સર્વ ઉપાયોથી તે સર્વ દુઃખોની ચોકસ નિવૃત્તિ થઇ શકે એમ નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી, અને કોઈ ઉપાયથી કોઈ દુઃખની કદી નિવૃત્તિ થાય તોપણ પુનઃ તે દુઃખ કે તે ત્રણમાંનું બીજું કોઈ દુઃખ તેને પ્રાપ્ત નહિજ થાય એમ નિશ્ચયપૂર્વક કહી શકાય નહિ. પોતાના વાસ્તવિક સ્વરૂપનું ને પ્રતીત થતા જગત્‌ના વાસ્તવિક સ્વરૂપનું દૃઢ અપરોક્ષજ્ઞાન થયા વિના બીજા કોઈ પણ ઉપાયથી પૂર્વોક્ત ત્રણ પ્રકારનાં દુઃખોની ચોકસ અને ફરીથી કદીપણ નજ ઉપજે એવી નિવૃત્તિ થઇ શકતી નથી માટે જેમને પોતાનાં સર્વ ભાવિદુઃખોની ચોકસ અને ફરીથી નજ ઉપજે એવી નિવૃત્તિ કરવી હોય તેમણે પોતાનું વાસ્તવિક સ્વરૂપ ને પ્રતીત થતા આ જગતનું વાસ્તવિક સ્વરૂપ જે શુદ્ધચેતનરૂપ બ્રહ્મ છે તેનો અજ્ઞાન, સંશય ને વિપર્યયથી રહિત સુદૃઢ સાક્ષાત્કાર કરવો જોઇએ. એ શુદ્ધચેતનરૂપ બ્રહ્મનો સંશયવિપર્યયરહિત સુદૃઢ સાક્ષાત્કાર થવાથી તે બ્રહ્મજ્ઞાની મનુષ્યનાં ત્રણ પ્રકારનાં ભાવિદુઃખોની ચોકસ અને ફરીને કદીપણ નજ ઉપજે એવી નિવૃત્તિ થાય છે, અને તે સર્વદા પરમાનંદરૂપે સ્થિતિ કરે છે.

કોઇ પણ શાસ્ત્રનો સિદ્ધાંત વિચારીને અને તેને આચરણમાં મૂકીને, કોઇ પણ મતપંથના વિચારોને સમજીને અને તેને આદરપૂર્વક આચારમાં મૂકીને, શાસ્ત્રોક્ત તીવ્ર તપ કરીને, પરમાત્માની નવધા ભક્તિમાંની કોઇ એક કે વધારે ભક્તિ પ્રીતિપૂર્વક કરીને, વા પરમાત્માની ઉમંગપૂર્વક પરા વા અનન્ય ભક્તિ કરીને, અભ્યાસવૈરાગ્યનું ક્રિયાયોગનું કે અષ્ટાંગયોગનું દીર્ઘકાલ પ્રેમપૂર્વક સેવન કરીને, અથવા વિવેકાદિ અને શ્રવણાદિ સાધનોનું દીર્ઘકાલ નિરંતર આદરપૂર્વક સેવન કરીને, મનુષ્યે પોતાનું

ને આ જગત્‌નું વાસ્તવિક સ્વરૂપ જે બ્રહ્મ તેને સંદેહરહિત સ્પષ્ટ જાણવું જોઇએ. પોતાનો ધર્મ સાચો ને બીજાનો ધર્મ ખોટો એમ કહી પરસ્પર નિરર્થક ક્લેશ કરી કાલક્ષેપ નહિ કરતાં જે ધર્મમાં પોતાને સત્યતાનું ભાન થાય તેનું સમજુ મનુષ્યે પ્રેમપૂર્વક નિષ્કપટભાવે સતત પરિપાલન કરવું જોઇએ. દુરાગ્રહ રાખ્યા વિના તે ધર્મ પાળવાથી ને સત્યને જાણવાની વિવેકવાળી તીવ્ર જિજ્ઞાસા રાખવાથી જેમ જેમ તે મનુષ્યના અંતઃકરણની શુદ્ધિ, સૂક્ષ્મતા, વિવેચનશક્તિ ને સ્થિરતા વધતાં જશે તેમ તેમ તે મનુષ્યને ક્રમપૂર્વક સ્વાભાવિક સત્યનું ભાન થવા લાગશે, અને અંતે વહેલું કે મોડું તેને સત્યનું સંપૂર્ણ જ્ઞાન થશે. આવી સ્થિતિ જે મનુષ્યે પ્રાપ્ત કરી હોય તેને પછી કાંઈ પણ પ્રાપ્ત કરવાયોગ્ય કે જાણવાયોગ્ય રહેલું નજ હોવાથી તેને કોઇ પણ પ્રકારનું કર્તવ્ય અવશેષ રહેતું નથી, અર્થાત્ તે કૃતાર્થ થાય છે, ને તેનો મનુષ્યજન્મ ઉત્તમપ્રકારે સફલ થયો મનાય છે."

શિષ્ય પૂછે છેઃ—"હે દૃશ્યાતીતસ્વરૂપ! હે દેશિકેંદ્ર! બ્રહ્મજ્ઞાન જેમને પ્રાપ્ત થયું હોય એવા જ્ઞાની અને જીવન્મુક્ત પુરુષનું શરીર તેમને બ્રહ્મનો દૃઢ સાક્ષાત્કાર થયા પછી તુરતજ પડી જતું હશે? કે તેઓ જીવતા રહેતા હશે? જો તેઓ જીવતા રહેતા હોય તો તેઓ પોતાનું બાકી રહેલું જીવન કેવી રીતે વ્યતીત કરતા હશે? તે જણાવવાની કૃપા કરશો."

**શ્રીસદ્‌ગુરુ** કહે છેઃ—"આત્માથી અભિન્ન બ્રહ્મસ્વરૂપનું આદરપૂર્વક સતત અનુસંધાન કર્યા કરવાથી, મનની એકાગ્રતાવડે તે મનના સ્થૂલભાવનો નાશ કરવાથી, અને આસુરીવાસનાઓનો, લોકવાસનાનો, શાસ્ત્રવાસનાનો ને દેહવાસનાનો દૈવીવાસનાઓવડે ને

બ્રહ્મભાવનાવડે નાશ કરવાથી જેમને આત્માથી અભિન્ન બ્રહ્મનો સ્પષ્ટ અનુભવ થયો હોય એવા બ્રહ્મજ્ઞાની તથા જીવન્મુક્તો પોતપોતાના પ્રારબ્ધ-કર્મપ્રમાણે પોતપોતાનું જીવન ન્યૂન ઉપાધિવાળી સ્થિતિમાં, મધ્યમ-પ્રકારના ઉપાધિવાળી સ્થિતિમાં કે વધારે ઉપાધિવાળી સ્થિતિમાં વ્યતીત કરે છે. તેમના શરીરને ઉપજાવનાર પ્રારબ્ધકર્મના સદ્ભાવથી તેમનું શરીર વિદ્યમાન રહે છે, બ્રહ્મજ્ઞાન થાય કે તુરતજ તે પડી જતું નથી. શ્રીશુકદેવના ને શ્રીવામદેવના જેવા નિવૃત્તિપ્રધાન પ્રારબ્ધ-કર્મવાળા જ્ઞાનીઓને પોતાના શરીરના નિર્વાહમાં ઉપયોગી હોય તેટલોજ ઉપાધિ રહે છે, શ્રીયાજ્ઞવલ્કયાદિના જેવા મધ્યમપ્રકારના પ્રારબ્ધકર્મવાળા જ્ઞાનીઓને મધ્યમપ્રકારનો ઉપાધિ રહે છે, અને રાજર્ષિ અજાતશત્રુ તથા રાજર્ષિ જનક આદિના જેવા પ્રવૃત્તિપ્રધાન પ્રારબ્ધકર્મવાળા જ્ઞાનીઓને બહારથી ઘણો ઉપાધિ રહે છે. એ સર્વ જ્ઞાનીઓ ને જીવન્મુક્તો સ્થૂલાદિ ત્રણ શરીરોથી, તે ત્રણ શરીરોના ધર્મોથી ને સર્વ પ્રકારનાં દુઃખોથી રહિત પોતાના સુખઘન બ્રહ્મસ્વરૂપને અનુભવનારા હોય છે. તેઓ સર્વદા દ્રષ્ટા રહીને પોતપોતાના પ્રારબ્ધ-કર્મને ભોગવી છૂટવામાટે પોતપોતાનો પ્રાપ્તવ્યવહાર સમભાવવડે નિર્દોષરીતે કરે છે. તેમનું અંતઃકરણ અજ્ઞાન, સંશય ને વિપર્યયથી રહિત હોય છે તેથી તેમને દેહાદિ સર્વ જગત્ બ્રહ્મથી ભિન્ન પ્રતીત થતું નથી. જ્ઞાનીઓના બાહ્યવ્યવહાર તેમના પ્રારબ્ધકર્મની વિલક્ષણતા-થી ભિન્ન ભિન્ન પ્રકારના હોય છે, પણ તેમના અંતઃકરણનો નિશ્ચય સર્વથા એકજ પ્રકારનો હોય છે, ને તેમને વિદેહમુક્તિ પણ સમાનજ થાય છે.

અનેક શ્રુતિસ્મૃતિનાં ને પુરાણોનાં વચનો બ્રહ્મજ્ઞાન થયા પછી પણ તે બ્રહ્મવેત્તાઓના પ્રારબ્ધકર્મના સામર્થ્યથી વા તે શરીરોવડે

જે પ્રાણીઓને સુખદુઃખાદિ થવાનાં હોય તે પ્રાણીઓનાં પ્રારબ્ધ-કર્મના સામર્થ્યથી તે બ્રહ્મવેત્તાઓનાં બાધ પામેલાં શરીરો પ્રતીત થાય છે એમ કહે છે. કુંભારના ચાકડાને ફેરવવાનું કામ બંધ કર્યા છતાં પણ તેને આગળ આપેલા વેગથી તે કેટલોક સમય ફર્યા કરે છે તેમ બ્રહ્મજ્ઞાનીઓનાં શરીરોનો સદ્‌ભાવ પણ તેમનાં પ્રારબ્ધકર્મો-ના સદ્‌ભાવથી કેટલોક સમય સંભવી શકે છે. બ્રહ્મવેત્તાઓનો અનુ-ભવ પણ બ્રહ્મવેત્તાઓનું શરીર બાધ પામીને પ્રારબ્ધકર્મના બલથી રહી શકે છે તેમાં પ્રમાણુરૂપ છે. ઇતિહાસમાં ને પુરાણાદિમાં બ્રહ્મ-વેત્તાઓનાં ચરિત્રો વર્ણવેલાં જોવામાં આવે છે તેથી પણ સિદ્ધ થાય છે કે બ્રહ્મસાક્ષાત્કાર થયા પછી બ્રહ્મવેત્તાઓનાં શરીરો પ્રારબ્ધ-કર્મના બલથી ટકી રહે છે. જો બ્રહ્મજ્ઞાન થયા પછી તુરતજ બ્રહ્મજ્ઞાનીનું શરીર પડી જાય તો જિજ્ઞાસુઓને બ્રહ્મનો ઉપદેશ કર-નાર કોઇ આચાર્ય રહે નહિ, ને અજ્ઞાનીથી બ્રહ્મોપદેશ કરી શકાય નહિ, તેથી પણ માનવું જોઇએ કે બ્રહ્મજ્ઞાન થયા પછી પ્રારબ્ધકર્મ-ના બલથી તેમનાં શરીરો રહે છે.”

શિષ્ય પૂછે છેઃ—“હે પૂર્ણકામ ! વેદાંતસિદ્ધાંતનો વેદાંત-પારગ પ્રશાંત વિદ્વાનોને પ્રતીત થતો અપૂર્વમહિમા આપ સંક્ષેપમાં નિરૂપણ કરવા કૃપા કરશો.”

શ્રીસદ્‌ગુરુ કહે છેઃ—“વેદાંતસિદ્ધાંત સર્વ પ્રાણિપદાર્થમાં ને અવકાશમાં એકજ પરમતત્ત્વ વા બ્રહ્મ વ્યાપીને રહ્યું છે, અથવા તે સર્વ પ્રાણિપદાર્થ ને અવકાશ વસ્તુતાએ બ્રહ્મરૂપજ છે એમ સ્પષ્ટ શબ્દોમાં કહે છે. આ સિદ્ધાંતના જ્ઞાતા પોતાનું વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મજ છે એમ અનુભવતા હોવાથી તેઓ સર્વ પ્રાણિપદાર્થમાં ને અવકાશમાં પણ પોતાનું બ્રહ્મસ્વરૂપજ જુએ છે, અને સર્વને

પોતાના બ્રહ્મસ્વરૂપમાં વિવર્તરૂપે અનુભવે છે. તેમનું હૃદય—અંતઃકરણ-પરમપવિત્ર ને મહાવિશાલ થયેલું હોવાથી તેમના અંતઃકરણમાં આવિર્ભાવ પામેલા સ્વાભાવિક આનંદની સીમા નથી. તેમના હૃદયમાં શુદ્ધસત્ત્વગુણ સ્થિર રહેતો હોવાથી તેમના હૃદયની સ્થિતિ પ્રાયશઃ આવા પ્રકારની હોય છેઃ—સૂર્યના પ્રકાશવડે જેમ અંધકારની નિવૃત્તિ થઇ જાય છે તેમ તેમના હૃદયમાં બ્રહ્મવિદ્યાનામની વૃત્તિનો આવિર્ભાવ થવાથી તેમના હૃદયમાંની અવિદ્યા અથવા અજ્ઞાન નિવૃત્ત થઇ ગયેલ હોય છે. આવી સ્થિતિએ તેમને પોતાના બ્રહ્મસ્વરૂપથી ભિન્ન કોઇ પણ પ્રાણિપદાર્થમાં સત્યપણાની બુદ્ધિ રહેતી નથી. તે જાગ્રત્‌માં પ્રતીત થતા પ્રાણિપદાર્થોને સ્વપ્નના, ઇંદ્રજાલના, મનોરાજ્યના ને ભ્રાંતિના પદાર્થોના જેવા જુએ છે. તેમને બ્રહ્મથી ભિન્ન કોઇ પણ પ્રાણિપદાર્થ રમણીય કે સુખરૂપ પ્રતીત થતો નથી, પણ પામર મનુષ્યોને અને વિષયી મનુષ્યોને રમણીય ને સુખરૂપ લાગતા પ્રાણિ-પદાર્થો તેમને પરમકુત્સિત ને દુઃખપૂર્ણ પ્રતીત થાય છે તેથી તેઓ તે પ્રાણિપદાર્થોમાં ભોગ્યપણાની ને પોતાનામાં ભોક્તાપણાની ભ્રાંતિ કરતા નથી. તે ભ્રાંતિને અભાવે તેમને તે પ્રાણિપદાર્થોથાં રાગ વા તેમને પ્રાપ્ત કરવાની પ્રબલ ઇચ્છારૂપ વિક્ષેપ પ્રકટતો નથી. રાગના અભાવથી તેમનું અંતઃકરણ કોઇ પણ પ્રાણિપદાર્થની પ્રાપ્તિ કરવામાટે ઇંદ્રિયોમાં ક્ષોભ ઉત્પન્ન કરતું નથી. વળી જે અંતઃકરણ સર્વત્ર પોતાના અધિષ્ઠાનભૂત બ્રહ્મને અનુભવી રહ્યું હોય તે અંતઃકરણ અન્ય પ્રાણિપદાર્થના દર્શનને અભાવે કયા પ્રાણિપદાર્થને સત્ય તથા અપકારક માની તેનો દ્વેષ કરે ? તે અંતઃકરણ કોઇ પણ પ્રાણિપદાર્થ-નો દ્વેષ ન કરે, તથા કોઇ પણ પ્રાણિપ્રતિ ક્રૂર વચનો બોલવામાં વાણીને વેગ ન આપે, ક્રોધવડે નેત્રોને રાતાં ન કરે, અને પોતાના

શરીરને ક્રોધવડે કંપાવે નહિ. સર્વત્ર પરમાનંદરૂપ બ્રહ્મથી પોતાની અભિન્નતા જાણનાર અંતઃકરણ કૃતાર્થ, સંતોષી, દુઃખરહિત ને પરમ સુખી હોવાથી ' મને આ પ્રાણી જોઇએ, મને આ પદાર્થ જોઇએ, મને દ્રવ્ય જોઇએ, મને ભૂમિ જોઇએ, અને મને નાનાવિધ વૈભવ જોઇએ ' એવી તૃષ્ણાઓથી તે તપતું નથી, અને પોતાની પાસે જે દ્રવ્યાદિ હોય તે જેને પ્રયોજન હોય તેને તેની યોગ્યતાનો ને તેના પ્રયોજનનો વિચાર કરી પોતાની અનુકૂલતાનુસાર ઉદારતા ને દયાપૂર્વક આપે છે, શુદ્ધસત્ત્વગુણવાળા તે અંતઃકરણમાં તમોગુણમાં-થી ઉત્પન્ન થનારી જડતા, મૂઢતા, અવિવેક, ભય, સ્તબ્ધતા ને ઉન્મત્તતાનો સદ્ભાવ હોઇ શકે નહિ એ સ્પષ્ટજ છે. જે અંતઃ-કરણ બ્રહ્માત્મૈક્યના અનુભવથી બ્રહ્મથી પૃથક્ કોઇ પણ મનુષ્યાદિને સત્યરૂપે જોનારું નથી તે અંતઃકરણ કઇ સત્ય વસ્તુનો પોતાની પાસે સદ્ભાવ માનીને અને બીજા મનુષ્યાદિને તે વસ્તુવિનાના વા પોતાના કરતાં ન્યૂન વસ્તુઓવાળા માનીને મદ વા ગર્વ કરે ? અને ગર્વને અભાવે તે કોનો તિરસ્કાર કરે ? પોતાનો નિરવધિ ઉત્કર્ષ થયેલો હોવાથી અને પોતાનાથી ભિન્ન કોઇ પણ મનુષ્યાદિની તેમને સત્યરૂપે પ્રતીતિ થતી ન હોવાથી તેઓ કોની ઈર્ષ્યા–અન્યના ઉત્કર્ષ-ને ન સહન કરવારૂપ મત્સર–કરે ? અંતઃકરણની એવી ઉત્તમ યોગ્યતાવાળા મહાન્ પુરુષ અસૂયા–અન્યના શુભગુણમાં દોષનો આરોપ-પણ કોની શા કારણથી કરે ? જેઓ પોતાના બ્રહ્મસ્વરૂપથી ભિન્ન બીજું કાંઇ સત્ય નથી એમ અનુભવે છે તેઓ કોની આગળ કયું પ્રયોજન સિદ્ધ કરવા ખોટો ડોળ કરે ? અથવા પોતાના ધર્મપાલન-ને અન્યની આગળ વિસ્તારીને કહે ? જેઓ અભયસ્વરૂપ બ્રહ્મને અભેદભાવે પામી અભયરૂપ થયા છે તેઓ કયા પ્રાણિપદાર્થથી કઇ

વસ્તુનો નાશ થવાની શંકા લાવી ભયને વશ થાય ? જેમણે પરમાનંદ-રૂપ આત્માને અભેદભાવે અનુભવી માનસપરિતાપરૂપ શોકનું અતિક્રમણ કર્યું છે તેઓ કયા નિમિત્તથી શોકને વશ થાય ? જેમણે અઘટિતઘટના કરવામાં પરમચતુર માયાનું સ્વરૂપ પૂરતી રીતે જાણ્યું છે તેઓ કયા પ્રાણિપદાર્થને જોઇને વા કયા પ્રસંગને પ્રાપ્ત થઇને આશ્ચર્યને પ્રાપ્ત થાય ? ચિત્તનું વિષમપણું કરવાના સ્વ-ભાવવાળા સર્વ મનોવિકારો અચિત્તભાવને પામેલા ચિત્તમાં વિષમપણું ઉપજાવવા સમર્થ થતા નથી.

બ્રહ્મસાક્ષાત્કારથી જેમના ચિત્તમાં રહેલો રજોગુણ તથા તમો-ગુણ દબાઈ ગયો છે, અને સત્ત્વગુણ બલવાન્ થઇ શુદ્ધસત્ત્વગુણરૂપ થયો છે તેમના ચિત્તમાં શાંતિ, દાંતિ, કારુણ્ય, વિશુદ્ધપ્રેમ, ઈશ્વરાદિમાં પૂજ્યભાવ, સાત્ત્વિકી શ્રદ્ધા, વિક્ષેપાભાવ, સહનશીલતા, વિષયવિમુખતા, સત્ય, અહિંસા, અસ્તેય, બ્રહ્મચર્ય, નિઃસ્પૃહતા, પવિત્રતા, સંતોષ, વિવેક, નિર્ભયતા, કર્તવ્યનિષ્ઠા, અભિમાનરહિતતા, દંભ-રહિતતા, સ્થિરતા, સરલતા, ઔદાર્ય, નિર્લોભતા, નિશ્ચિંતતા, કોમલતા, પ્રામાણિકતા, નિર્મમત્વ, વિનય, પરમાનંદ ને પ્રાગલ્ભ્ય ઇત્યાદિ શુભગુણો રહેલા હોય છે.

શૂન્યવાદીઓએ આત્માને શૂન્યરૂપ માન્યો હતો, અને ચાર્વાકે આત્માને દેહરૂપ ને વિનાશી માન્યો હતો તેને તાર્કિકોએ સત્તારૂપ, શરીરથી ભિન્ન ને અનાદિઅનંતરૂપ માન્યો, સાંખ્યોએ તથા યોગીઓએ તે આત્માને સદ્રૂપ તથા ચિદ્રૂપ ને અનાદિઅનંતરૂપ માન્યો, અને વેદાંત-શાસ્ત્રે તે આત્માને સચ્ચિદાનંદરૂપ ને અનાદિઅનંત માન્યો છે. એવી રીતે વેદાંતશાસ્ત્ર આત્માના ઉત્કૃષ્ટ સ્વરૂપને પ્રમાણ તથા યુક્તિઓથી સિદ્ધ કરી બતાવે છે.

કેટલાક વાદીઓ આત્માને જડરૂપ માને છે, કેટલાક વાદીઓ આત્માને જડચેતનરૂપ માને છે, અને વેદાંતશાસ્ત્ર આત્માને કેવલ ચેતનરૂપ માને છે.

કેટલાક વાદીઓ આત્માને અણુરૂપ માને છે, કેટલાક વાદીઓ આત્માને શરીરજેવડો માને છે, અને વેદાંતશાસ્ત્ર આત્માને તેના શુદ્ધસ્વરૂપમાં નિરતિશયવ્યાપક માને છે.

કેટલાક વાદીઓ શાસ્ત્રવિહિત કર્મોના અનુષ્ઠાનથી આત્માને મોક્ષલાભ થાય છે એમ કહે છે, કેટલાક વાદીઓ શાસ્ત્રવિહિત કર્મોના અનુષ્ઠાનથી ને શાસ્ત્રવિહિત ઉપાસના કરવાથી આત્માને મોક્ષલાભ થાય છે એમ કહે છે, અને વેદાંતશાસ્ત્ર શાસ્ત્રવિહિત નિષ્કામકર્મોના અનુષ્ઠાનથી અંતઃકરણના મલદોષની-સંસારના અનુરાગના હેતુભૂત પાપસંસ્કારોની-નિવૃત્તિ થાય છે, શાસ્ત્રવિહિત નિષ્કામ ઉપાસનાના સેવનથી અંતઃકરણના વિક્ષેપદોષની-ચિત્તના રાગદ્વેષના વિષયોમાં ભ્રમવારૂપ દોષની-નિવૃત્તિ થાય છે, અને દૃઢ આત્મજ્ઞાનથી આત્માને મોક્ષલાભ થાય છે એમ માને છે.

મૂઢ મનુષ્યોના અંતઃકરણમાં તમોગુણનું પ્રધાનપણું હોવાથી તે અંતઃકરણ સ્થૂલ, શ્યામરંગનું ને જડતાવાળું હોય છે. જો તે મૂઢ મનુષ્ય શાસ્ત્રના ને સત્પુરુષોના ઉપદેશમાં શ્રદ્ધા લાવી પોતાનું જીવન સુધારવા ઇચ્છે તો તેણે શાસ્ત્રે કહેલાં સકામ શુભકર્મોમાં શ્રદ્ધા ને પરમપ્રેમ રાખી શાસ્ત્રોક્ત સકામ શુભકર્મો શાસ્ત્રોક્ત વિધિપ્રમાણે ધૈર્ય, સમજ ને જાગૃતિ રાખીને કરવાં જોઇએ. આવા શુભપ્રયત્નથી તેમના અંતઃકરણની સ્થૂલતા, શ્યામતા ને જડતા ક્રમથી દૂર થતાં તેમનું અંતઃકરણ કાંઈક સૂક્ષ્મ ને ચંચલ થાય છે, અને તેમના અંતઃકરણમાં ક્રમથી તમોગુણની ન્યૂનતા ને રજોગુણની વૃદ્ધિ થવા

લાગવાથી તેમના અંતઃકરણનો રંગ શ્યામતાને ત્યજવા લાગી પીળાશપર જવા લાગે છે, ને અંતે તેમનું અંતઃકરણ પીળા રંગવાળું જણાવા લાગે છે. આવું અંતઃકરણ તમોગુણ ન્યૂન ને રજોગુણની પ્રધાનતાવાળું થાય છે. આવા અંતઃકરણમાં શુભકર્મના અભ્યાસના બલવડે ને પરમાત્માની ભક્તિવડે પીળો રંગ ન્યૂન થઈ રાતા રંગનો ને ધોળા રંગનો કાંઈક કાંઈક ભાગ આવિર્ભાવ પામતાં તે અંતઃકરણ ક્રમથી શનૈઃ શનૈઃ રાતા રંગવાળું, વધારે સૂક્ષ્મ ને કાંઈક સ્થિર થવા લાગે છે. આવા અંતઃકરણમાં રજોગુણનો વધારો થયેલો હોય છે, તમોગુણ દબાયેલી સ્થિતિવાળો હોય છે, ને સત્ત્વગુણનો અલ્પાંશે આવિર્ભાવ થયેલો હોય છે. જેમનું અંતઃકરણ વર્તમાનજન્મના શુભકર્મના સેવનથી ને પરમાત્માની ભક્તિથી વા પૂર્વજન્મોનાં શુભકર્મોના ને પરમાત્માની ભક્તિના સંસ્કારોથી પૂર્વોક્ત સ્થિતિને પ્રાપ્ત થયું હોય તેમણે નિર્ગુણનિરાકાર બ્રહ્મસ્વરૂપનું શ્રવણ, મનન ને નિદિધ્યાસન કરી પોતાના અંતઃકરણને વધારે સૂક્ષ્મ, વધારે સ્થિર ને નિર્દોષ સ્ફટિકજેવું શ્વેત કરવા સર્વદા પરમાદરપૂર્વક પ્રયત્ન કરવો જોઇએ. આવો પ્રયત્ન દીર્ઘકાલ ચાલુ રાખવાથી તે મોક્ષસાધકનું હૃદય ક્રમથી સૂક્ષ્મ, સ્થિર ને શ્વેતતાવાળું થતાં થતાં તત્ત્વસાક્ષાત્કારકાલે તે સૂક્ષ્મતર, સુસ્થિર ને શ્વેત રંગવાળું થઈ જાય છે. અંતઃકરણની આવી સ્થિતિ થવી એ તેની પરમશુદ્ધિ ને તેનો પરમવિકાસ મનાય છે. આવા પરમશુદ્ધ, પરમવિકસિત, પરમસૂક્ષ્મ ને દૃશ્યથી અસંગ રહેવાના બલવાળા અંતઃકરણમાં પુનર્જન્મ આપે એવા વિચારોના ને કર્મોના સંસ્કારો પડી શકતા નથી. તે અંતઃકરણ પોતાનામાં રહેલા ભોગ તથા મોક્ષ આપવાના પ્રારબ્ધકર્મના સંસ્કારોને સમાપ્ત કરતું કરતું

પ્રારબ્ધકર્મના ભોગને અંતે જીવને બ્રહ્મસ્વરૂપે સ્થિર કરી પોતે સર્વ સંસ્કારોથી રહિત થઈ પોતાના ઉપાદાનકારણ માયામાં વિલીન થઈ તેમાં ભળી જાય છે.

આ અદ્ભુત ઉપદેશ કરનારું વેદાંતશાસ્ત્ર નિરંતર નાનામોટા વ્યક્તાવ્યક્ત દુઃખમાં રીબાયા કરતા ને સુખને માટે નિરંતર વલખાં મારતા જીવને જો તે શ્રદ્ધાભક્તિથી સતત યોગ્ય પ્રયત્ન કરે તો સર્વ પ્રકારનાં દુઃખોના સ્પર્શથી રહિત પરમાનંદપદે સુસ્થિર કરે છે. વેદાંતશાસ્ત્રે ઉપદેશ કરેલ પોતાના બ્રહ્મસ્વરૂપને અને પ્રતીત થતા જગતના બ્રહ્મસ્વરૂપને સંશયવિપર્યયથી રહિત દૃઢ અનુભવવાથી તે અનુભવ કરનાર મનુષ્યનું શરીર આ પૃથિવીપર પ્રતીત થતાં છતાં તેમનું મન સત્યલોકમાં રહેલા ઉપાસકોના જેવા દુઃખરહિત સર્વોત્તમ સુખને અનુભવે છે.

આલસ્યપ્રમાદાદિ તમોગુણના ધર્મોથી ને ભાંગ આદિ માદક પદાર્થોના સેવનથી ઉપજનારું કથનમાત્ર સુખ તામસસુખ કહેવાય છે. એ સુખ મુમુક્ષુએ ઇચ્છવાયોગ્ય નથી, પણ ત્યજવાયોગ્ય છે એમ વેદાંતશાસ્ત્ર કહે છે. શબ્દસ્પર્શાદિ વિષયોથી અને તેનાં ઉપકરણોથી ઉપજતું કથનમાત્ર સુખ **રાજસસુખ** કહેવાય છે. આ લોકના શબ્દાદિ વિષયોથી ને ધનાદિ ઉપકરણોથી ઉપજનારું રાજસસુખ અને સ્વર્ગાદિના શબ્દાદિ વિષયોથી ને તેનાં ઉપકરણોથી ઉપજનારું રાજસસુખ પણ મુમુક્ષુએ ઇચ્છવાયોગ્ય નથી, પણ પરિત્યાગ કરવાયોગ્ય છે એમ વેદાંતશાસ્ત્ર કહે છે. શાસ્ત્રમાં કહેલાં સકામ શુભકર્મોથી આ લોકનું કે સ્વર્ગાદિનું જે સુખ મળે તે સુખ મુમુક્ષુએ ઇચ્છવાયોગ્ય નથી, પણ જે મુમુક્ષુના અંતઃકરણની શુદ્ધિ ન થઈ હોય તેના અંતઃકરણની શુદ્ધિમાટે તેવા મુમુક્ષુએ શાસ્ત્રમાં કહેલાં

શુભકર્મો કર્તાપણાનું અભિમાન ને ફલની કામના ત્યજીને આદર-પૂર્વક કરવાં એમ વેદાંતશાસ્ત્ર કહે છે. પરમાત્માની સકામભક્તિ મુમુક્ષુ-એ કરવી નહિ, પણ તેણે પોતાના ચિત્તની વિશેષ શુદ્ધિમાટે ને પોતાના ચિત્તની સ્થિરતામાટે પરમાત્માની આદરપૂર્વક શ્રવણાદિ નવધા ભક્તિમાંની કોઈ એક કે વધારે ભક્તિ કરવી એવો વેદાંતશાસ્ત્ર-નો ઉપદેશ છે. કૈવલ્યથી ભિન્ન કોઈ પણ પ્રકારની સિદ્ધિ મેળવવા-માટે મુમુક્ષુએ યોગાનુષ્ઠાન કરવાનું નથી, પણ અનાત્માકાર વૃત્તિઓનો નિરોધ કરી કૈવલ્યની પ્રાપ્તિ કરવામાટે મુમુક્ષુએ યોગાનુષ્ઠાન કરવું જોઇએ એમ વેદાંતશાસ્ત્ર કહે છે. વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરી તેના વાસ્તવિક તાત્પર્યને મુમુક્ષુએ સમજવું, વેદાંતશાસ્ત્રે ઉપદેશ કરેલા મુખ્ય વિષયોનું એકાંતમાં આદરપૂર્વક વારંવાર મનન કરી આ વિશ્વમાં એકજ અદ્વિતીયતત્ત્વ સત્ય છે, ને અન્ય સર્વ કલ્પિત છે એમ મુમુક્ષુએ નક્કી કરવું, અને એ એકજ અદ્વિતીયતત્ત્વનો દીર્ઘ-કાલ, અંતરાયવિના, આદરપૂર્વક વિચાર કરતા રહી મુમુક્ષુએ તેનો દૃઢ સાક્ષાત્કાર કરી દુઃખરહિત પરમાનંદરૂપે અવિચલ સ્થિતિ કરવી–દુઃખપૂર્ણ ભવસાગર તરી જવો–એમ સર્વ વેદાંતોપજીવી મુમુક્ષુઓને વેદાન્તશાસ્ત્ર ઉપદેશ કરે છે.

દેશ, કાલ ને વસ્તુના પરિચ્છેદથી રહિત બ્રહ્મને આશ્રયે રહેલી માયામાં અપાર લૌકિક ને દિવ્ય સામર્થ્ય રહેલું છે તેથી જેઓ શુદ્ધ શ્રદ્ધા ને શુદ્ધ પ્રીતિથી જેટલે અંશે બ્રહ્માભિમુખ થાય છે તેટલે અંશે તે બ્રહ્મને આશ્રયે રહેલી માયા તેઓને મનોવાંછિત પદાર્થ આપે છે.

પોતાના નિર્દોષ અંતઃકરણની પ્રબલ ને નિર્દોષ ભાવનાવડે પવિત્ર અંતઃકરણવાળો મનુષ્ય આ જગત્માં જે વસ્તુ મેળવવા ધારે તે વસ્તુ વહેલો કે મોડો તે મેળવી શકે છે. તેની દૃઢ ભાવનાવડે ચેતન-

નો તેવો વિવર્ત ને માયાનું તેવું પરિણામ થઈ તેવી ભાવના કરનારને ઇચ્છિત પ્રાણિપદાર્થની પ્રાપ્તિ થયેલી અનુભવાય છે. મનુષ્યના પવિત્ર અંતઃકરણની પવિત્ર સુદૃઢ ભાવના સર્વવ્યાપક ચેતનને આશ્રયે રહેલી માયાપર વારંવાર સજાતીય ક્ષોભ ઉપજાવ્યા કરે છે, અને એ પવિત્ર સુદૃઢ ભાવનાનો જ્યારે પરિપાક થાય છે ત્યારે અધર્મના સંસ્કારોરૂપ પ્રતિબંધકને અભાવે ને યોગ્ય સુધર્મના સંસ્કારોના પ્રાદુર્ભાવે માયાના સર્વરૂપે પરિણામ પામવાના સામર્થ્યવડે તે માયા સુદૃઢ ભાવના કરનારની તે ભાવનાપ્રમાણે બ્રહ્મને આશ્રયે રહીને પરિણામ પામે છે. અઘટિતઘટના કરવામાં અપાર સામર્થ્યવાળી માયાને આ વિશ્વમાં કોઈ કામ કરવું લેશ પણ દુર્ઘટ નથી. આ નિયમને અનુસરીનેજ સર્વ ધર્મમાં થયેલા સમર્થ પુરુષોએ પોતપોતાના શુભકર્મના તથા ઈશભક્તિના વા ઈશોપાસનાના બલથી આ લોકની ઇચ્છિત વસ્તુની, અંતરિક્ષલોકની, સ્વર્ગલોકની, મહર્લોકની, જનલોકની, તપલોકની ને સત્યલોકની વા પોતપોતાના ધર્મમાં માનેલા લોકની પ્રાપ્તિ કર્યાનું તે તે ધર્મનાં પુસ્તકોમાં સાંભળવામાં આવે છે. જેમ યોગ્ય દૃષ્ટ (લૌકિક) પુરુષપ્રયત્નથી મનુષ્યને ઇચ્છિત ફલનો લાભ થાય છે તેમ લૌકિકથી ભિન્ન યોગ્ય અલૌકિક પુરુષપ્રયત્નથી પણ તેવો પુરુષપ્રયત્ન કરનાર મનુષ્યને ઇચ્છિત ફલનો લાભ થાય છે. આમ હોવાથી જે મનુષ્યને શુભગુણાદિવાળી સ્ત્રી જોઈતી હોય, જે મનુષ્યને સુંદર પુત્રપુત્રી જોઇતાં હોય, જે મનુષ્યને પુષ્કલ ધન જોઇતું હોય, જે મનુષ્યને ખેતીમાં વેપારમાં કે સેવામાં (નોકરીમાં) લાભ મેળવવાની ઇચ્છા હોય, જે મનુષ્યને વ્યાવહારિક સત્તા જોઈતી હોય, જે મનુષ્યને શારીરબલ જોઇતું હોય, જે મનુષ્યને પોતાના શરીરની નીરોગ સ્થિતિ જોઈતી હોય, જે મનુષ્યને નિષિદ્ધ વિષયોથી પોતાના શરીર-

ની ઇંદ્રિયોની ને અંતઃકરણની રક્ષા કરવાના બલની ઇચ્છા હોય, જે મનુષ્યને પોતાની ઇંદ્રિયોના શુભ બલની અપેક્ષા હોય, જે મનુષ્યને પોતાના અંતઃકરણમાં રહેલી આસુરીસંપત્તિના અભાવની ને દૈવીસંપત્તિના પ્રાદુર્ભાવની અને તેની સુસ્થિરતાની ઇચ્છા હોય, જે મનુષ્યને શાસ્ત્રજ્ઞ થવાની ઇચ્છા હોય, જે મનુષ્યને ઉત્તમ પ્રકારના તાર્કિક થવાની કે ઉત્તમ પ્રકારના યોગી થવાની શુભેચ્છા હોય, અને જે મનુષ્યને વિવેકાદિ ચાર સાધનોનો અને શ્રવણાદિ ત્રણ સાધનોનો પરિપાક કરી દૃઢ બ્રહ્મબોધ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તે સર્વેએ પોતપોતાની ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિમાટે પોતપોતાના નિર્મલ અંતઃકરણની વૃત્તિને ઇચ્છિત વસ્તુની ભાવનાવાળી રાખી અડગ શ્રદ્ધાથી ને પરમપ્રીતિથી વારંવાર બ્રહ્માભિમુખ કરી માયાના અધિષ્ઠાનભૂત સચ્ચિદાનંદરૂપ બ્રહ્મમાં સુસ્થિર કરવી જોઇએ એવો વેદાંતશાસ્ત્રનો અભિપ્રાય છે.

વેદાંતસિદ્ધાંત પરમપવિત્ર, પરમશાંત ને પરમવિશાલ મહાસાગરજેવો છે. જે પરમવિસ્તૃત મહાસાગરમાં આ પૃથિવીપરના સર્વે મતપંથોરૂપ અને કર્મનાં, ભક્તિનાં ને તત્ત્વજ્ઞાનનાં સર્વે શાસ્ત્રોરૂપ નાનામોટા નદો અને નાનીમોટી નદીઓ પ્રવેશ પામી જાય છે.

વેદાંતશાસ્ત્ર જે બ્રહ્મતત્ત્વનો ઉપદેશ કરે છે એ બ્રહ્મતત્ત્વ કલ્પવૃક્ષથી, ચિંતામણિથી ને સ્પર્શમણિથી (પારસમણિથી) અનંતગુણ શ્રેષ્ઠ છે. કલ્પવૃક્ષાદિમાં મનુષ્યનાં સર્વ દુઃખોની ઐકાંતિક ને આત્યંતિક નિવૃત્તિ કરવાનું ને પરમપવિત્ર પરમાનંદની નિત્યપ્રાપ્તિ કરવાનું સામર્થ્ય નથી, પણ બ્રહ્મતત્ત્વ તો એવું છે કે જેનો દૃઢ બોધ થવાથી તે મનુષ્યનાં સર્વ પ્રકારનાં દુઃખોની ઐકાંતિક ને આત્યંતિકનિવૃત્તિ કરે છે, અને તેને અવિચલ પરમાનંદની નિત્યપ્રાપ્તિ કરાવે છે.

ધર્મશાસ્ત્રાદિમાં જે બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ ને સંન્યસ્ત એવા નામવાળા ચાર આશ્રમોનું બંધારણ કરેલું જોવામાં આવે છે તે બંધારણ પણ પ્રત્યેક દ્વિજને બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાનાં સાધનો-ને ક્રમથી પ્રાપ્ત કરાવવાનો ઉદ્દેશ ધ્યાનમાં રાખીને કરેલ છે. બ્રહ્મચર્યાશ્રમમાં બ્રહ્મચારીએ વેદાદિ શાસ્ત્રોનું અધ્યયન કરવું, પોતાના ગુરુની શ્રદ્ધાપ્રીતિથી યથાયોગ્ય સેવા કરવી, આહારને તથા નિદ્રાને નિયમમાં રાખવાં, અસ્પૃશ્યનો સ્પર્શ ન કરવો, ન જોવાયોગ્ય ન જોવું, શરીરને ઇંદ્રિયોને તથા અંતઃકરણને વશ રાખવા સતત પ્રયત્ન-શીલ રહેવું, સંધ્યાવન્દનવડે શ્રીસૂર્યદેવને ને અગ્નિમાં સમિધ્‌ના હોમવડે શ્રીઅગ્નિદેવને પ્રસન્ન કરવા, ગાયત્રીમંત્રના જપવડે તથા પરમાત્માના ધ્યાનવડે પરમાત્માનો અનુગ્રહ પ્રાપ્ત કરવા પ્રયત્નશીલ રહેવું, અને વ્યવહારના તથા પરમાર્થના સ્વરૂપનું પરોક્ષજ્ઞાન મેળવવું. આવી યોગ્યતા પ્રાપ્ત કર્યા પછી જો તે બ્રહ્મચારીનું અંતઃકરણ આ લોકના તથા પરલોકના વિષયોમાં રાગરહિત થયું હોય તો તે બ્રહ્મચારી યાવ-જ્જીવન બ્રહ્મચર્ય પાળવાનો દૃઢ સંકલ્પ કરી નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળે, અને અગ્નિની પરિચર્યાસહિત વા અગ્નિની પરિચર્યાવિના વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ ને મુમુક્ષુતા પ્રાપ્ત કરી, પોતાના શ્રીસદ્-ગુરુની સમીપ વેદાંતશાસ્ત્રનું શ્રવણ, મનન ને નિદિધ્યાસન કરી બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા પ્રયત્નશીલ રહે, અથવા જો વિષયાનુરાગથી પોતાનું મન ને પોતાની ઇંદ્રિયો વિશેષ ઉપરામ પામ્યાં હોય, ને કોઈ પ્રકાર-નો પ્રતિબંધ ન હોય તો વિવિદિષાસંન્યાસને ગ્રહણ કરી, વિવેકાદિ સાધનોનો પરિપાક કરી, શ્રવણમનનાદિમાં પ્રવૃત્ત થઈ, બ્રહ્મનો સાક્ષા-ત્કાર કરવા પ્રયત્નશીલ રહે. જો તે બ્રહ્મચારી રાગાદિ દોષોના સદ્-ભાવથી પોતાના અંતઃકરણને નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળવાના વા વિવિદિષા-

સંન્યાસ ગ્રહણ કરવાના અસામર્થ્યવાળું જુએ તો પોતાના ગુરુને પોતાના સામર્થ્યપ્રમાણે યોગ્ય દક્ષિણા આપી પોતાના પિતાને ઘેર આવી શુભકુલમાં જન્મેલી, સદાચરણી, માતાપિતાવાળી, ધર્મ પાળવામાં પ્રીતિવાળી, શુભ લક્ષણવાળી ને સુંદર અંગોવાળી, કન્યાની સાથે વિધિવત્ લગ્ન કરી ગૃહસ્થાશ્રમી થાય. બ્રહ્મચારીએ જેમ શબ્દબ્રહ્મરૂપ વેદનું જ્ઞાન સંપાદન કરી વેદવડે પ્રતિપાદન કરાયેલા બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાનો પ્રયત્ન કરવાનો છે તેમ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરેલા ગૃહસ્થે પણ પોતાની સ્ત્રીસહિત ગૃહસ્થના ધર્મોનું યથાયોગ્ય પરિપાલન કરી પોતાના અંતઃકરણને રાગાદિ દોષોથી રહિત કરવાનો અને બ્રહ્મસાક્ષાત્કાર કરવાનો પ્રયત્ન કરવાનો છે, કામના અર્થના ને સંબંધિજનોના દાસ થઈ સંસારમાં પડ્યા રહેવાનું નથી, વા પાપાચરણવડે પોતાના જીવાત્માની અધોગતિ કરાવવાની નથી. ગૃહસ્થાશ્રમીએ સંધ્યાવંદનવડે શ્રીસૂર્યને તથા ગાયત્રી આદિના જપવડે શ્રીપરમાત્માને પ્રસન્ન કરવાનો અને બહારના અગ્નિહોત્રવડે વા પ્રાણાગ્નિહોત્રવડે અગ્નિને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરવો, સદાચાર પાળવો, અતિથિનો પ્રિય વાણીવડે ને અન્નાદિના દાનવડે સત્કાર કરવો, સદાચરણથી વર્તવું, શાસ્ત્રાધ્યયન કરવું ને અધિકાર હોય તો અન્યને શાસ્ત્રાધ્યયન કરાવવું, પોતાના જીવનમાં દ્રવ્યતૃષ્ણા દૂર કરવામાટે તથા પરમાત્માનો અનુગ્રહ મેળવવામાટે એક કે અધિક યજ્ઞ કરવા, અને અધિકાર હોય તો કોઈ દ્વિજને યજ્ઞ કે યજ્ઞો કરાવવા, સુપાત્રે યથાસામર્થ્ય દાન ઔદાર્ય વિનય ને આદરપૂર્વક આપવું, ધર્મનું અંગ સમજી સ્વદારામાં પ્રજોત્પત્તિ કરવી, અનિષિદ્ધ ધંધાવડે પોતાનું ને પોષ્યવર્ગનું પોષણ કરવું, મહાપુરુષોનો સમાગમ વિનયપૂર્વક કરવો, ને તેમની વિનયપૂર્વક સેવા કરવી, પોતાની સ્ત્રીને પુત્રને ને પુત્રીને

સદાચાર સદ્ધર્મ ને સદ્વિદ્યા શીખવવાં, જેમાંથી આ જગત્ ઉત્પન્ન થાય છે જેનાવડે આ જગત્ સ્થિતિ કરે છે અને વિનાશકાલે જેમાં આ જગત્ અભેદભાવે પ્રવેશ કરે છે તે પરમાત્માને જાણવા યોગ્ય પ્રયત્ન કરવો, અને પછી સ્ત્રીપુત્રાદિમાં તીવ્રતર કે તીવ્રતમ વૈરાગ્ય પ્રકટે તો વિવિદિષાસંન્યાસ ગ્રહણ કરીને અને જો તેવો વૈરાગ્ય પોતાના અંતઃકરણમાં ન પ્રકટે તો સ્ત્રી, પુત્ર, દ્રવ્ય ને પશુ આદિમાંથી પોતાના મનને પાછું વાળતા રહી ગૃહસ્થાશ્રમમાં રહીને આ સર્વ જગત્ના અધિષ્ઠાનભૂત બ્રહ્મને જાણવાનો વિધિવત્ પ્રયત્ન કોઇ શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ મહાપુરુષદ્વારા કરવો. આ ગૃહસ્થાશ્રમમાં રહીને પણ સાચા ગૃહસ્થ થવાનો પ્રયત્ન કરવાનો છે, અર્થાત્ મૃત્તિકા, પાષાણ ને કાષ્ઠના ઘરમાંથી તથા પાંચ ભૂતોના કાર્યભૂત સ્થૂલશરીરરૂપ ઘરમાંથી ને સૂક્ષ્મશરીરરૂપ ઘરમાંથી અહંતામમતા મૂકી ચિદાકાશરૂપ-બ્રહ્મરૂપ-ઘરમાં અભેદભાવે સ્થિતિ કરવાનો શુભપ્રયત્ન કરવાનો છે. કોઇ ગૃહસ્થને જો સંસારમાં સામાન્ય અરુચિ થઈ સંસારના વિષયોમાં સંતોષનું ભાન થાય તો તેણે પ્રત્યક્ષ કે મનોમય વાનપ્રસ્થાશ્રમનો સ્વીકાર કરી આહારને તથા ઇંદ્રિયોને વિશેષ નિયમમાં રાખી પોતાના શરીરમાંના રાજસતામસમલને તથા પોતાની ઇંદ્રિયોના ચાંચલ્યને ક્ષીણ કરવાં, પોતાના મનને સગુણબ્રહ્મના વા નિર્ગુણબ્રહ્મના ધ્યાનમાં જોડવું, સંસારના ક્ષણભંગુરપણાનો અસારપણાનો તથા પરિતાપકપણા-નો વારંવાર વિચાર કરી વિરાગની દૃઢતામાં વધારો કરવો, અને પરિણામે સાચેસાચા વાનપ્રસ્થ થવું, અર્થાત્ વાનમાં-વનમાં-એટલે સર્વના જીવનરૂપ બ્રહ્મમાં પ્રસ્થ એટલે અભેદભાવે સુસ્થિર થવું. જેમ ગૃહસ્થાશ્રમનો ઉદ્દેશ બ્રહ્મની અભેદભાવે પ્રાપ્તિ કરવાનો છે તેમ વાનપ્રસ્થાશ્રમનો ઉદ્દેશ પણ બ્રહ્મની અભેદભાવે પ્રાપ્તિ કરવાનો છે.

બ્રહ્મચારીના વા ગૃહસ્થના વા વાનપ્રસ્થના શાસ્ત્રોક્ત ધર્મોનું શ્રદ્ધાપ્રીતિ-પૂર્વક યથાયોગ્ય પરિપાલન કરીને જે દ્વિજે પોતાના શરીરને, કર્મેંદ્રિયોને જ્ઞાનેંદ્રિયોને તથા અંતઃકરણને સારી રીતે વશ કર્યાં હોય તેણે જો પોતાનું નિવૃત્તિપ્રધાન પ્રારબ્ધકર્મ ઉદય પામ્યું હોય, અને હિરણ્યગર્ભના ઐશ્વર્યમાં પણ પોતાના અંતઃકરણવિષે રાગ કે કુતૂહલ ન રહ્યાં હોય તો વિવિદિષાસંન્યાસ ગ્રહણ કરી, વિવેકાદિ ચાર સાધનોનો વિશેષ પરિપાક કરી, પવિત્રતા, શ્રદ્ધા, ઉત્સાહ, ધૈર્ય ને સાવધાનતા રાખી, વેદાંતના શ્રવણમાં, મનનમાં ને નિદિધ્યાસનમાં વ્યસનવાળા થઇ બ્રહ્મતત્ત્વનો સુદૃઢ સાક્ષાત્કાર કરી કૃતાર્થ થવું. પૂર્વોક્ત ત્રણ આશ્રમમાંથી કોઇ એક આશ્રમમાં રહેલા કોઈ મનુષ્યના અંતઃકરણમાં ઉપર જણાવેલી યોગ્યતા પ્રાપ્ત થયા છતાં પણ સોપાધિક પ્રારબ્ધકર્મના ઉદયથી વા અન્ય પ્રતિબંધથી વિવિદિષાસંન્યાસ ન ગ્રહણ કરી શકાય તો તેણે સર્વ સકામકર્મના પરિત્યાગરૂપ માનસ-સંન્યાસ ગ્રહણ કરી વેદાંતશાસ્ત્રના શ્રવણમનનાદિમાં પ્રવૃત્તિ કરવી. દ્વિજથી ભિન્ન અન્ય મનુષ્યોએ પણ જો પોતાના અંતઃકરણમાં ઉપર જણાવેલી યોગ્યતા પ્રાપ્ત થઇ હોય તો કામ્યકર્મના પરિત્યાગરૂપ માનસસંન્યાસ ગ્રહણ કરી તથા વિવેકાદિ સાધનોને વિશેષ પરિપક્વ કરી યથાધિકાર વેદાંતશાસ્ત્રનું શ્રવણ, મનન ને નિદિધ્યાસન કરી અંતરાત્માથી અભિન્ન બ્રહ્મતત્ત્વનો દૃઢ સાક્ષાત્કાર કરવો. જો કોઇ મહાપુણ્યશાલી મનુષ્યને પોતાના પૂર્વજન્મનાં પુણ્યોના પરિપાકથી વા વર્તમાનજન્મના ઉત્તમોત્તમ પુરુષપ્રયત્નથી બ્રહ્મચર્યાશ્રમમાં, વા ગૃહસ્થાશ્રમમાં વા વાનપ્રસ્થાશ્રમમાં બ્રહ્મનો દૃઢ અપરોક્ષ અનુભવ થઇ જાય, અને તેમને જીવન્મુક્તિના વિલક્ષણ આનંદનો અનુભવ કરવાની ઇચ્છા પ્રકટે તો તે વિદ્વત્સંન્યાસ ગ્રહણ કરી મનોનાશનો ને વાસનાક્ષયનો

વિશેષ પરિપાક કરે. જેમના અંતઃકરણમાં આ લોકના વિષયોમાં તથા પરલોકના વિષયોમાં દઢ અરુચિ ઉત્પન્ન ન થઇ હોય તેમણે વિવિદિષાસંન્યાસ ગ્રહણ નહિ કરતાં પોતાની જે આશ્રમમાં સ્થિતિ હોય તે આશ્રમમાંજ રહી પોતાના અંતઃકરણમાં વિવેકવૈરાગ્ય વધારવાનો સુદઢ પ્રયત્ન કરવો. સંન્યસ્તાશ્રમનો પ્રધાન ઉદ્દેશ જિજ્ઞાસુને સર્વ પ્રાણિપદાર્થના વાસ્તવિક સ્વરૂપભૂત બ્રહ્મતત્ત્વનો સુસ્પષ્ટ અનુભવ કરાવી કૃતાર્થ કરાવવાનો છે તે વિવેકી પુરુષોને વિદિતજ છે.

ચાર વર્ણોની મર્યાદા પણ મનુષ્યોને બ્રહ્મતત્ત્વનો કરામલકવત્ અનુભવ કરાવવામાટેજ વેદાદિ શાસ્ત્રોએ બાંધેલી છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર એ ચાર વર્ણમાંથી શૂદ્રે દ્વિજોની પ્રીતિપૂર્વક નિષ્કપટભાવે યથાયોગ્ય સેવા કરી વા કોઈ નિર્દોષ ઉદ્યોગ કરી પોતાની આજીવિકા સંપાદન કરવી, તથા પોતાના અંતઃકરણમાં, ઇંદ્રિયોમાં ને શરીરમાં રહેલા તમોગુણને હીનબલ કરી શુદ્ધ રજોગુણની પોતાના અંતઃકરણમાં ન્યૂનાધિક પ્રાપ્તિ કરી પછી શનૈઃ શનૈઃ શ્રદ્ધા ને સાવધાનતાથી તમોગુણના ને રજોગુણના ધર્મોને વશ વર્તાવવાનો પ્રયત્ન કરી તે બંન ગુણોને બલહીન કરવા, અને સત્ત્વગુણથી અંતઃકરણને ભરેલું રાખી બ્રહ્મજ્ઞાનનાં વિવેકાદિ તથા શ્રવણાદિ સાધનો સિદ્ધ કરી આ જન્મમાં કે જન્માંતરોમાં બ્રહ્મનો સુદઢ સાક્ષાત્કાર કરી કૃતાર્થ થવું. વૈશ્યવર્ણના મનુષ્યે પોતાના ચિત્તમાં રહેલા રજોગુણને તથા તમોગુણને ક્રમથી ન્યૂન કરીને સત્ત્વગુણનો વધારો કરતા રહી બ્રહ્મજ્ઞાનનાં વિવેકાદિ ને શ્રવણાદિ સાધનોને પરિપક્વ કરી બ્રહ્માનુભવવડે કૃતકૃત્ય થવું. ક્ષત્રિયે પોતાના અંતઃકરણમાં રહેલા રજોગુણને ક્રમથી બલહીન કરી તથા સત્ત્વગુણને વિશેષ બલવાન્ કરી બ્રહ્મજ્ઞાનનાં વિવેકાદિ ને શ્રવણાદિ સાધનોની પ્રાપ્તિ કરી બ્રહ્મદર્શનવડે કૃતકાર્ય

થવું. બ્રાહ્મણે પોતાના અંતઃકરણમાં રહેલો સત્ત્વગુણ રજોગુણવડે તથા તમોગુણવડે ન દબાય એવો બલવાન્ કરી બ્રહ્મજ્ઞાનનાં વિવેકાદિ તથા શ્રવણાદિ સાધનો ઉત્તમ પ્રકારે સંપાદન કરી કર્તવ્યના પારને પામવું. ચારે વર્ણના ને વર્ણબહારના સર્વ મનુષ્યોએ પ્રથમ શુભવિચારવડે ને શુભકર્મવડે પામર તથા વિષયી મટી જિજ્ઞાસુ થવાનું છે, અને જિજ્ઞાસુ થયા પછી ઉપર જણાવેલો શુભપ્રયત્ન કરી કૃતાર્થ થવાનું છે. એવી રીતે વર્ણમર્યાદા પણ બ્રહ્મતત્ત્વનો સાક્ષાત્કાર કરાવી મનુષ્યને કૃતાર્થ કરવાના ઉદ્દેશથી બંધાયેલી છે. પોતાના અંતઃકરણમાં રહેલા તમોગુણને તથા રજોગુણને બલહીન કરી પોતાના અંતઃકરણમાં સત્ત્વગુણ વધારવામાટે પ્રત્યેક જિજ્ઞાસુ મનુષ્યે રાજસતામસ આહારનો ત્યાગ કરી સાત્ત્વિક ને પરિમિત આહાર લેવો જોઇએ, પોતાનો પ્રાપ્ત વ્યવહાર શુદ્ધ સેવવો જોઇએ, રજોગુણના ધર્મોને તથા તમોગુણના ધર્મોને ઓળખીને તે ધર્મોથી વિપરીત શુભ-ગુણોના સદાગ્રહવાળા સેવનથી રજોગુણના ને તમોગુણના જે ધર્મો પોતાના અંતઃકરણમાં જણાતા હોય તેને ક્રમપૂર્વક દૂર કરવા જોઇએ, સત્પુરુષોનો સમાગમ આદરપૂર્વક બની શકે તેટલો વધારે કરવો જોઇએ, પદ્મમાદિ આસનોનો તથા અનુલોમવિલોમાદિ પ્રાણાયામનો સમજપૂર્વક અભ્યાસ કરવો જોઇએ, અને પોતાના હિતોપદેષ્ટા ગુરુની આદરપૂર્વક સેવા કરવી જોઇએ.

ચારે વર્ણનાં માણસોમાંથી જેઓ વ્યવહારપરાયણજ હોય તેમને પણ અલ્પાંશે પરમાર્થભણી વાળવા અને ક્રમથી બ્રહ્મસાક્ષાત્કાર-નાં સાધનોમાં જોડવા પ્રત્યેક ગામમાં શિવમંદિર કે વિષ્ણુમંદિર કરવાનો નિયમ જોવામાં આવે છે. શિવ, વિષ્ણુ, શક્તિ, ગણપતિ ને સૂર્ય એ પાંચ સગુણબ્રહ્મમાંથી વા એ પાંચ સ્માર્ત દેવોમાંથી

શક્તિને તથા ગણપતિને શિવમંદિરમાં સ્થાપવામાં આવે છે, ને કોઇ સ્થલે શક્તિનું ને ગણપતિનું મંદિર ભિન્ન પણ હોય છે. સૂર્યને વિષ્ણુનું સ્વરૂપ સમજી સૂર્યનો વિષ્ણુમાં અંતર્ભાવ માની તેમનો ત્યાં સહભાવ માનવામાં આવે છે. કોઇ કોઇ સ્થલે પ્રાચીન સમયનાં સૂર્યમંદિરો પૃથક્ પણ જોવામાં આવે છે. વ્યવહારમાં રચીપચી રહેલા બ્રાહ્મણોએ ને ક્ષત્રિયોએ પોતાના ગામમાં કે પોતાની જ્યાં સ્થિતિ હોય ત્યાં સવારસાંજ બે વેલા વા બેમાંથી એક વેલા શિવપૂજન-માટે કે શિવદર્શનમાટે શિવમંદિરમાં જવું જોઇએ, કે જેથી શનૈઃ શનૈઃ શિવલિંગના અધિષ્ઠાનભૂત બ્રહ્મમાં પોતાના ચિત્તને જોડવાનું બલ પ્રાપ્ત થાય. વૈશ્યોએ અને શૂદ્રાદિએ વિષ્ણુના પૂજનમાટે કે તેમના દર્શનમાટે સવારસાંજ બે વેલા કે બેમાંથી એક વેલા વિષ્ણુ-મંદિરમાં ( રામમંદિરમાં વા કૃષ્ણમંદિરમાં ) જવું જોઇએ, કે જેથી શનૈઃ શનૈઃ વિષ્ણુના પ્રતીકરૂપ શાલગ્રામના અધિષ્ઠાનભૂત બ્રહ્મમાં પોતાના ચિત્તને જોડવાનું બલ પ્રાપ્ત થાય. સંક્ષેપમાં કહીએ તો કોઈ પણ દેવમંદિરમાં પૂજનાર્થે કે દર્શનાર્થે જાઇ શનૈઃ શનૈઃ તે દેવના વાસ્તવિકસ્વરૂપભૂત બ્રહ્મમાં પોતાના ચિત્તને સ્થિર કરવાનું બલ મેળવવું જોઇએ. કોઇ પણ દેવનું ભાવપૂર્વક યથાપ્રાપ્ત ઉપચારવડે પૂજન કરીને તથા કોઇ પણ દેવના કોઈ પણ નિમિત્તના ઉત્સવો કરીને પૂજકે તથા ઉત્સવમાં ભાગ લેનારાઓએ પોતપોતાના અંતઃ-કરણમાં સત્ત્વગુણનો વધારો કરી ધીરે ધીરે તે દેવના વાસ્તવિક-સ્વરૂપભૂત બ્રહ્મમાં પોતપોતાના મનની સ્થિરતા વધારવી જોઈએ. પોતાના સદ્ગુરુનું નિત્ય કે કોઇ પણ મહોત્સવવેલા પૂજન કરીને પણ તે પૂજન કરનારાએ તે સ્વરૂપમાં શુદ્ધભાવ વધારી તેમના વાસ્તવસ્વરૂપભૂત–અધિષ્ઠાનભૂત–બ્રહ્મમાં પોતાના અંતઃકરણને સુસ્થિર

કરી તેમના તે સ્વરૂપને જાણવાનો ઉત્તરોત્તર અધિક પ્રયત્ન કરવો જોઇએ.

શ્રીમહેશ્વર, શ્રીવિષ્ણુ, શ્રીભુવનેશ્વરી, શ્રીગણપતિ ને શ્રીસૂર્ય એ સગુણબ્રહ્મનાં તેમના મંદિરમાં સ્થાપેલાં સ્થૂલ રૂપ છે. તે પાંચ દેવોમાંથી જે દેવમાં પોતાની વિશેષ ભક્તિ હોય તે દેવને મધ્યમાં સ્થાપી તથા બીજા ચાર દેવોને તેમના અંશરૂપ કલ્પી મુખ્યદેવની ચારે બાજુએ સ્થાપી તેમનું પૂજનધ્યાન કરી પછી બ્રહ્મના અનાદિસિદ્ધ પ્રતીકરૂપ અપ્રતિષ્ઠિત પ્રણવનું મનોમય પૂજન ને ધ્યાન કરી અંતે પ્રણવના લક્ષ્યાર્થરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો જોઇએ. ઉપર જણાવેલા પાંચ દેવોનાં શિવપંચાયતન, વિષ્ણુપંચાયતન, દેવીપંચાયતન, ગણપતિપંચાયતન ને સૂર્યપંચાયતન એવી રીતે પાંચ પંચાયતનો થઇ શકે છે, તે ઈશ્વરભકતોને અજ્ઞાત હોવા સંભવ નથી. તે પાંચમાંના કોઈ પણ પંચાયતનના પૂજનાદિવડે ઈશભકતે પોતાના પરમારાધ્ય બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો જોઇએ. કોઇ પણ દેવનાં નામોમાટે ને તેમના શાસ્ત્રોક્ત આકારોમાટે મનુષ્યોએ પરસ્પર નિરર્થક કલહ કરવો ઉચિત નથી, કેમકે સર્વ દેવોનાં ભિન્ન ભિન્ન નામો લક્ષણાવડે એક બ્રહ્મનેજ જણાવે છે, અને તે દેવોના સર્વ ભિન્ન ભિન્ન આકારો પણ પોતપોતાના અધિષ્ઠાનસ્વરૂપવડે એક બ્રહ્મનેજ જણાવે છે એમ વિવેકીઓ જાણે છે.

વેદાંતપારગ બ્રહ્મદર્શી પુરુષો સર્વત્ર સમભાવે રહેલા સચ્ચિદાનંદાદિ સ્વભાવવાળા એકજ અદ્વિતીય બ્રહ્મતત્ત્વને હાથમાં રાખેલા નિર્મલ જલની પેઠે સર્વ દેવમાં સ્પષ્ટરીતે અનુભવે છે તેથી તેઓ કોઇ પણ દેવમાં ન્યૂનાધિકપણારૂપ વા સત્યાસત્યરૂપ ભેદબુદ્ધિ કરતા નથી, તથા કોઇ પણ દેવનો દ્વેષ પણ કરતા નથી. તેઓ પોતાની

પાસે કોઈ જિજ્ઞાસા ઉપદેશ લેવા આવે તો તેમને પણ તેમના સંસ્કારાનુસાર તેમના અંતઃકરણની રુચિનો ને તેમની બહારની પરિસ્થિતિનો વિચાર કરી પાંચ દેવોમાંના કોઈ એક દેવના મંત્રનો ઉપદેશ આપે છે, તથા તે દેવના શાસ્ત્રોક્ત આકારનું પૂજન કરવાનો વિધિ તેમને બતાવે છે, ને આગળ જતાં તે મંત્રના વિધિવત્ જપવડે તથા તે દેવના વિધિવત્ પૂજનવડે બ્રહ્મનો સાક્ષાત્કાર કેમ થઈ શકે છે તે પણ તેમને સમજાવે છે.

જૈનો તીર્થંકરની મૂર્તિના અધિષ્ઠાનમાં ને સ્વશરીરના અધિષ્ઠાનમાં કૈવલ્યરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર કરી શકે, બૌદ્ધો બુદ્ધની પ્રતિમાના અધિષ્ઠાનમાં ને સ્વશરીરના અધિષ્ઠાનમાં શૂન્યરૂપ ( નિર્વાણરૂપ ) બ્રહ્મનો સાક્ષાત્કાર કરી શકે, જરથોસ્તીઓ અગ્નિના સૂર્યના સાગરના ને પોતાના પેગંબરના શરીરના અધિષ્ઠાનમાં અહુરમજદરૂપ બ્રહ્મનું દર્શન કરી શકે, યાહુદીઓ ખ્રીસ્તીઓ ને મુસલમાનો આકાશના અધિષ્ઠાનમાં ને પોતપોતાના પેગંબરના શરીરના અધિષ્ઠાનમાં જીહોવારૂપ ગોડરૂપ ને અલ્લારૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર કરી શકે, અને બીજા મતપંથના મનુષ્યો પણ પોતપોતાના દેવના ને પોતપોતાના મતપંથના સ્થાપક પુરુષના અધિષ્ઠાનરૂપ ચેતનમાં બ્રહ્મનો સાક્ષાત્કાર કરી શકે. આ સર્વ પ્રયત્ન સત્યના પક્ષપાતી થવાથી ફલદાતા થાય છે, અન્યથા ફલદાતા થતા નથી.

વેદાંતપ્રતિપાદ્ય આત્માને–હુંના વાસ્તવિક સ્વરૂપને–જાણવાનો ક્રમ આવી રીતે જાણવોઃ—શાસ્ત્રનિરપેક્ષ વિચાર કરનારા કેટલાક ચાર્વાકો ને શાસ્ત્રસંસ્કારરહિત કેટલાક પામરજનો સ્થૂલદેહને વા લોહીને વા મજ્જાદ્રવ્યને હું–આત્મા–માને છે; કેટલાક ચાર્વાકો ને કેટલાક પામરજનો ઇંદ્રિયોને હું–આત્મા–માને છે; કેટલાક ચાર્વાકો ને

કેટલાક પામરો સંકલ્પવિકલ્પ કરનારા ને બહારની ઇંદ્રિયોની સાથે મળી બહારના વિષયોને ને બહારની ઇંદ્રિયોના સાહાય્યવિના સુખદુઃખાદિને જાણનારા મનને હું-આત્મા-માને છે; ક્ષણિકવિજ્ઞાનવાદને અનુસરનારા બૌદ્ધો ક્ષણે ક્ષણે પરિણામ પામનારી બુદ્ધિને-વિજ્ઞાનને-હું-આત્મા-માને છે; જરથોસ્તીઓ, યાહુદીઓ, ખ્રીસ્તીઓ અને મુસલમાનો મનસહિત ચેતનને હું-આત્મા-માને છે; માધ્યમિકમતને અનુસરનારા શૂન્યવાદી બૌદ્ધો અભાવને-શૂન્યને-હું-આત્મા-માને છે; જૈનો અંતઃકરણાદિસહિત શરીરજેવડા ચેતનને હું-આત્મા-માને છે; ન્યાયમતવાળા ને વૈશેષિકમતવાળા એટલે તાર્કિકો મનના મળવાથી ચેતનના જેવા થતા જડજેવા વ્યાપક દ્રવ્યને હું-આત્મા-માને છે; સાંખ્યના મતને તથા યોગના મતને અનુસરનારાઓ પ્રકૃતિને પ્રેરનારા સદ્રૂપ ને ચિદ્રૂપ એવા વ્યાપક તત્ત્વને હું-આત્મા-માને છે; ઉપાસકો ચેતનસ્વભાવવાળા અણુજેવડા દ્રવ્યને હું-આત્મા-માને છે; હિરણ્યગર્ભના વા સમષ્ટિપ્રાણના વા કાર્યબ્રહ્મના ઉપાસકો ચેતનસહિત વ્યષ્ટિપ્રાણને હું-આત્મા-માને છે; કુમારિલભટ્ટના મતને અનુસરનારા ભાટ્ટો અજ્ઞાનના અંશસહિત ચેતનાને હું-આત્મા-માને છે; અને વેદાંતશાસ્ત્ર ત્રણ શરીરને સત્તાસ્ફૂર્તિ આપનારા સચ્ચિદાનંદાદિ સ્વભાવવાળા વ્યાપક ચેતનને હું-આત્મા-માને છે. એવી રીતે અન્ય વાદીઓના માનેલા આત્માના કરતાં વેદાંતશાસ્ત્રે માનેલા આત્માનું સ્વરૂપ શ્રેષ્ઠ છે.

કર્મના સંબંધમાં પણ વેદાંતશાસ્ત્રનું માનવું સર્વોત્તમ છે. કેટલાક વાદીઓ કર્મમાં ફલ આપવાનું સામર્થ્ય સ્વીકારતા નથી, કેટલાક વાદીઓ કર્મ પોતેજ ફલ આપે છે એમ કહે છે, કેટલાક વાદીઓ કર્મની અપેક્ષાવિના ઈશ્વરજ ફલ આપે છે એમ કહે છે, અને વેદાંતશાસ્ત્ર જીવોનાં કર્માનુસાર ઈશ્વર ફલ આપે છે એમ કહે છે.

ઈશ્વરના સ્વરૂપનો નિર્ણય પણ વેદાંતશાસ્ત્ર ઉત્તમ પ્રકારે કરે છે. ઉપાસકો, જરથોસ્તીઓ, યાહુદીઓ, ખ્રીસ્તીઓ ને મુસલમાનો ઈશ્વરને અમુક સ્થાનમાં રહેલા માને છે; પૂર્વમીમાંસાવાળા, સાંખ્યો, જૈનો, બૌદ્ધો ને ચાર્વાકો કર્મફલપ્રદાતા ઈશ્વરના અસ્તિત્વને માનતા નથી; તાર્કિકો ને યોગીઓ ઈશ્વરને વ્યાપક, સ્વતંત્ર ને કર્મફલપ્રદાતા માને છે; વેદાંતશાસ્ત્ર સગુણબ્રહ્મરૂપે ઈશ્વરને માયાના પ્રદેશજેટલા વ્યાપક, કર્મફલપ્રદાતા, શુદ્ધસત્ત્વગુણવાળા ને વ્યાવહારિક માને છે, ને તેમનું પારમાર્થિક સ્વરૂપ બ્રહ્મ છે એમ કહે છે.

મોક્ષનું સ્વરૂપ પણ વેદાંતશાસ્ત્ર ઉત્તમ પ્રકારે ઉપદેશે છે. પૂર્વમીમાંસકો, જરથોસ્તીઓ, યાહુદીઓ, ખ્રીસ્તીઓ ને મુસલમાનો સ્વર્ગની પ્રાપ્તિને મોક્ષ માને છે, ઉપાસકો પોતપોતાના ઇષ્ટદેવના લોકમાં જઇ લગભગ ઈશ્વરના જેવા ઐશ્વર્યની પ્રાપ્તિ કરવાને મોક્ષ કહે છે, જૈનો સિદ્ધશિલાપર જઇ સિદ્ધસ્વરૂપની પ્રાપ્તિ કરવાને અને બૌદ્ધો જીવભાવના અભાવરૂપ નિર્વાણની પ્રાપ્તિને મોક્ષ કહે છે, તાર્કિકો સર્વ દુઃખોથી રહિત થયેલા આત્માની પોતાના જડસ્વરૂપે સ્થિતિ થવી તેને મોક્ષ કહે છે, સાંખ્યો ને યોગીઓ અવિદ્યાદિ પાંચ ક્લેશોથી રહિત થઇ કૈવલ્ય પામવું તેને મોક્ષ કહે છે, અને વેદાંતશાસ્ત્ર સચ્ચિદાનંદાદિ સ્વભાવવાળા બ્રહ્મરૂપે સ્થિતિ કરવી તેને મોક્ષ કહે છે.

સર્વ સમજુ પુરુષોએ ને સર્વ સમજુ સ્ત્રીઓએ પોતપોતાના વાસ્તવિક સ્વરૂપથી અભિન્ન બ્રહ્મતત્ત્વનો દૃઢ સાક્ષાત્કાર કરવો એજ પોતપોતાના જીવનનો મુખ્ય ઉદ્દેશ છે એમ વિચારપુરઃસર નક્કી કરી પછી પોતપોતાના અંતઃકરણની વિશેષ શુદ્ધિ કરવામાટે પોતપોતાનો પ્રાપ્ત વ્યવહાર શુદ્ધ સેવવો જોઇએ,–અર્થના તથા કામના દાસ થઇને પોતાના પ્રાપ્ત વ્યવહારમાં કોઈપણ પ્રકારની મલિનતાનો લેશ પણ

પ્રવેશ ન થવા દેવો જોઇએ, અને પોતપોતાના અધિકારાનુસાર શાસ્ત્રોક્ત શુભકર્મનું સમજપૂર્વક ને આદરપૂર્વક પરિપાલન કરવું જોઇએ. જ્યારે તેમને પોતપોતાના અંતઃકરણની શુદ્ધિ ઘણા પ્રમાણમાં થયેલી અનુભવાય-દશ્યાનુરાગ શિથિલ થયેલો અનુભવાય-ત્યારે તેમણે પોતપોતાના અંતઃકરણની સ્થિરતા પ્રાપ્ત કરવા પોતપોતાને પ્રિય લાગતા કોઇ પણ એક શુદ્ધસાત્ત્વિક દેવમાં પોતપોતાના અંતઃકરણને એકાગ્ર કરવાનો પ્રયત્ન કરવો જોઇએ, આવા સતત ને આદરવાળા શુભપ્રયત્નવડે જ્યારે તેમને પોતપોતાના અંતઃકરણની સારી રીતે સ્થિરતા થયેલી અનુભવાય-પોતપોતાના અંતઃકરણને ગમે તે સમયે પોતપોતાના ઇષ્ટદેવના ધ્યાનમાં જોડી તેને વિક્ષેપરહિત કરી શકાય-ત્યારે તેમણે વિવેકાદિ ચાર ને શ્રવણાદિ ત્રણ બ્રહ્મજ્ઞાનનાં સાધનોનું પરમાદરથી લાંબો સમય સેવન કરી બ્રહ્મતત્ત્વનો દૃઢ સાક્ષાત્કાર કરી કૃતાર્થ થવું જોઇએ.

સર્વ સમજુ, શ્રદ્ધાલુ, કર્તવ્યનિષ્ઠ ને પોતાનાં બાલકોનું વાસ્તવિક હિત ઇચ્છનાર માબાપે પોતપોતાના અંતઃકરણને પૂર્વે કહેલી યોગ્યતાવાળું કરી પછી પોતાનાં બાલકોને નાનપણમાંથીજ તેમની યોગ્યતાનુસાર સ્વધર્મમાં જોડવાં જોઇએ, તેમાં લેશ પણ આળસ કે પ્રમાદ નજ રાખવાં જોઇએ.

મનુષ્યોએ પોતપોતાના અંતઃકરણનો સંપૂર્ણ વિકાસ, સંપૂણ શુદ્ધિ, સંપૂર્ણ સૂક્ષ્મતા, સંપૂર્ણ સ્થિરતા, સંપૂર્ણ શાન્તિ ને સંપૂર્ણ સુખ કેમ મેળવવું જોઈએ એ વાત વેદાંતશાસ્ત્ર નિષ્પક્ષપાતપણે શાસ્ત્રપ્રમાણોથી ને યુક્તિઓથી સાચા જિજ્ઞાસુ જનોને સમજાવે છે, અને યોગ્ય પુરુષપ્રયત્નથી વર્તમાનજન્મમાંજ તે સર્વનો લાભ લઈ શકાય એમ છે એવી રીતે બોધ કરે છે. ધર્મનો સંપૂર્ણ વિકાસ પણ સર્વવ્યાપક

બ્રહ્મના અનુભવમાં છે, અર્થાત્ સર્વ સ્થાવરજંગમ પ્રાણિપદાર્થમાં પોતાના આત્માનો અનુભવ કરવામાં છે એમ તે જણાવે છે. વસ્તુ-સ્થિતિ આવી હોવાથી સર્વ વિવેકી મનુષ્યોએ પોતાનું પરમહિત સાધવા એ અપૂર્વ ને આશ્ચર્યકારક સિદ્ધાંતનો પરમાદરપૂર્વક આશ્રય ગ્રહણ કરવો જોઇએ. ”

આવો અદ્ભુત ને પરમ વિચારણીય ઉપદેશ આપ્યા પછી તે શ્રીસદ્‌ગુરુને તે જિજ્ઞાસુપ્રતિ કાંઇ વિશેષ કહેવાયોગ્ય નહિ રહેલું હોવાથી તેઓ બ્રહ્માકારવૃત્તિવડે તૂષ્ણીંભાવને પ્રાપ્ત થયા, અને તે જિજ્ઞાસુ શિષ્ય પણ સર્વસંશયોથી રહિત થઇ હવે પૂછવાનું કાંઈ શેષ ન રહેવાથી તેમને પ્રશ્ન પૂછવાથી ઉપરામ થઇ પરમતત્ત્વરૂપ બ્રહ્મના ધ્યાનમાં પ્રવૃત્ત થઇ યોગ્ય સમયે બ્રહ્મસાક્ષાત્કાર કરી સર્વાત્મભાવ પામી કૃતાર્થ થયો. ૐ

---



# ॥ श्रेयोभावना ॥

## ૧ આલસ્યને દૂર કરવાની શ્રેયોભાવના

પોતાના અંતઃકરણને અંતરાત્માથી અભિન્ન બ્રહ્મને આકારે કરી જીવે આધ્યાત્મિકાદિ ત્રણ પ્રકારનાં દુઃખોથી અત્યંત રહિત પરમાનંદસ્વરૂપે સ્થિતિ કરવી તે શ્રેયઃપ્રાપ્તિ વા નિઃશ્રેયસપ્રાપ્તિ કહેવાય છે. એ શ્રેયસ્‌ની પ્રાપ્તિ કરવામાટે ઉત્તમ પ્રકારના મુમુક્ષુ મનુષ્યે પોતાના અંતઃકરણમાં જે શુભભાવનાઓ કરવી જોઇએ તે શુભભાવનાઓ શ્રેયોભાવના કહેવાય છે. પોતાના અંતઃકરણમાં રહેલા તમોગુણના ધર્મોને, રજોગુણના ધર્મોને તથા સત્ત્વગુણના ધર્મોને બલહીન કરી તેનું અતિક્રમણ કર્યા વિના મુમુક્ષુને શ્રેયસ્‌ની પ્રાપ્તિ થઇ શકતી નથી માટે મુમુક્ષુએ પ્રથમ પોતાના અંતઃકરણમાં રહેલા તમોગુણના ધર્મોને દૂર કરવાની, પછી પોતાના અંતઃકરણમાં રહેલા રજોગુણના ધર્મોને દૂર કરવાની, અને પશ્ચાત્ પોતાના અંતઃકરણમાં રહેલા સત્ત્વગુણના ધર્મોને દૂર કરવાની તીવ્ર શુભભાવના કરવી જોઇએ. આલસ્ય, અતિનિદ્રા, પ્રમાદ, દીર્ઘસૂત્રતા, અવ્યવસ્થા, જડતા, (મૂઢતા–મોહ–અવિવેક,) સ્તબ્ધતા, ચિંતા, અસૂયા, અશ્રદ્ધા, દુરાગ્રહ ને ભય એ મનુષ્યના અંતઃકરણમાં તમોગુણની વૃદ્ધિ થવાથી ઉપજતા દુષ્ટ ધર્મો છે. કામ, ક્રોધ, લોભ, મદ, મત્સર, સંશય,

કુતર્ક, દ્વેષ, અધૈર્ય ને દંભ એ મનુષ્યના અંતઃકરણમાં રજોગુણની વૃદ્ધિ થવાથી ઉપજતા અપકારક ધર્મો છે. વ્યવહારના એટલે આ લોકથી માંડીને સત્યલોકસુધીના અનુકૂલ પ્રાણિપદાર્થોથી પોતાને સુખી સમજનારી અંતઃકરણની વૃત્તિ અને વ્યાવહારિક વસ્તુઓને વિષય કરનારા જ્ઞાનથી વા શાસ્ત્રોના જ્ઞાનથી પોતાને જ્ઞાની સમજનારી અંતઃકરણની વૃત્તિ તથા ક્ષમા, દયા, ઔદાર્ય ને વિરાગ આદિ વૃત્તિઓ એ મનુષ્યના અંતઃકરણમાં સત્ત્વગુણની વૃદ્ધિ થવાથી ઉપજતા ધર્મો છે. ઉપર જણાવેલા ત્રણ ગુણના બધા ધર્મો બધા મનુષ્યોના અંતઃકરણમાં સમાન બલવાળા અથવા પ્રકટ હોતા નથી. કોઇ મનુષ્યના અંતઃકરણમાં તમોગુણના અમુક ધર્મો વધારે બલવાન્ હોય છે, ને તમોગુણના બીજા ધર્મો તથા રજોગુણના ધર્મો ન્યૂન બલવાન્ હોય છે, કોઈ મનુષ્યના અંતઃકરણમાં રજોગુણના અમુક ધર્મો બલ-વાન્ હોય છે, ને રજોગુણના બીજા ધર્મો તથા તમોગુણના ધર્મો ન્યૂન બલવાન્ હોય છે, અને કોઇ મનુષ્યના અંતઃકરણમાં સત્ત્વ-ગુણનો અમુક ધર્મ કે ધર્મો બલવાન્ હોય છે, ને સત્ત્વગુણના બીજા ધર્મો તથા રજોગુણના ને તમોગુણના ધર્મો ન્યૂન બલવાન્ હોય છે. એવી રીતે જેઓએ પૂર્વોક્ત ત્રણ ગુણોનું અતિક્રમણ કર્યું નથી એવા અકૃતાર્થ મનુષ્યોના અંતઃકરણમાં તે ત્રણ ગુણમાંના કોઇ એક ગુણના ધર્મોનો વધારે સદ્ભાવ અને કોઇ એક ગુણના ધર્મોનો ન્યૂન સદ્-ભાવ હોય છે. એ ત્રણે ગુણોના ધર્મો આત્માથી અભિન્ન બ્રહ્મના સાક્ષાત્કારમાં પ્રતિબંધ કરનાર હોવાથી મુમુક્ષુએ તે ત્રણે ગુણોના ધર્મોને બલહીન કરી દગ્ધબીજભાવને પમાડવા જોઇએ. પ્રત્યેક મુમુક્ષુએ પ્રથમ પોતાના અંતઃકરણાદિમાં કયા ગુણના કયા ધર્મો પ્રધાનપણે કામ કરે છે તે નક્કી કરવું જોઇએ, અને પછી તે ગુણના

તે ધર્મોને દૂર કરવામાટે હવે પછી કહેવાશે તેવી ભાવનાઓ ને અન્ય યોગ્ય પ્રયત્ન દીર્ઘકાલ, નિરંતર, આદરપૂર્વક કરવાં જોઇએ. સર્વ મુમુક્ષુઓને ઉપયોગી થાય તેટલામાટે તે ત્રણે ગુણોના અપકારક ધર્મોને દૂર કરવાની શુભભાવનાઓ ને શુભપ્રયત્ન હવે પછી દર્શાવવામાં આવશે, તેમાંથી જે શુભભાવના ને તે શુભભાવનાનો પોષક જે શુભપ્રયત્ન પોતાને ઉપયોગી હોય તે શુભભાવનાનું ને તે શુભપ્રયત્નનું સેવન કરવામાં તેણે આદર રાખી જે અપકારક ધર્મને પોતાના અંતઃકરણમાંથી દૂર કરવાનો હોય તેને સંપૂર્ણ દૂર કરવો જોઇએ.

ત્રણ ગુણોનું અતિક્રમણ કરવાની શુભેચ્છા રાખનાર જિજ્ઞાસુએ પ્રથમ તમોગુણનું અતિક્રમણ કરવા પ્રયત્ન કરવો જોઇએ. તમોગુણનું અતિક્રમણ તમોગુણના જે ધર્મો પોતાના અંતઃકરણમાં વર્તતા હોય તેમને દૂર કરવાથી થઈ શકે છે માટે તમોગુણના આલસ્યાદિ ધર્મોને દૂર કરવામાટે મુમુક્ષુએ કેવી શુભભાવનાઓ કરવી જોઇએ, તથા કેવો શુભપ્રયત્ન કરવો જોઇએ તે નીચે જણાવવામાં આવે છે.

" અભ્યુદયમાં ને નિઃશ્રેયસમાં આલસ્ય એ મોટામાં મોટા વિઘ્નરૂપ છે એમ પુસ્તકોમાં વાંચ્યા છતાં તથા મહાપુરુષોની પાસેથી સાંભળ્યા છતાં પણ હું હજી આલસ્યનો પરિત્યાગ કરી મારા પ્રાપ્તવ્યવહારમાં તથા પરમાર્થનાં સાધનોના અનુષ્ઠાનમાં ઉદ્યોગી રહેતો નથી એ મારી કેટલી બધી ભૂલ થાય છે ?

આલસ્ય એ તમોગુણનામના દુષ્ટ ને ભયંકર અસુરનો દુષ્ટ ને ભયંકર મોટો પુત્ર છે. તે મનુષ્યને ન જણાય એવી રીતે મનુષ્યના શરીરમાં, ઇંદ્રિયોમાં ને અંતઃકરણમાં પ્રવેશ કરી મનુષ્યનું અહિત કર્યા કરે છે એમ વિદ્વાનો કહે છે, ને હું સાંભળું છું, છતાં જાણે હું તેને સત્ય ન માનતો હોઉં એમ વર્તું છું, અર્થાત્ આળસુ થઇને

પડ્યો રહું છું એ મારી કેવી મૂર્ખતા છે !

જેમ લોઢા આદિ ધાતુઓને કાટ ક્રમથી ખાઈ જઈ તેમને નકામી કરી મૂકે છે તેમ આલસ્ય આળસુ મનુષ્યના અંતઃકરણના, ઇંદ્રિયોના ને શરીરના શુભસામર્થ્યનો ક્રમથી નાશ કરી તેના જીવનનો અધઃપાત કરે છે એમ જાણ્યા છતાં હું મારાં અવશ્યનાં કર્તવ્યોમાં આળસુ થઇને શામાટે પડ્યો રહ્યો છું ?

આલસ્ય એટલું બધું ધીમું ચાલે છે કે તેને દારિદ્ર્ય ઝટ પકડી પાડે છે. એ દારિદ્ર્ય મનુષ્યને જૂઠું બોલવામાં, ચોરી કરવામાં, ઠગાઈ કરવામાં, અન્યનું ભુંડું કરવામાં ને આપઘાત કરવામાં પ્રેરે છે. વિદ્વાનો દારિદ્ર્યને મરણના કરતાં પણ નઠારું ગણે છે. દરિદ્રી મનુષ્ય અન્નવસ્ત્રથી દુઃખી થાય છે, સારું નિવાસસ્થાન ને બીજી ઉપયોગી સામગ્રી પ્રાપ્ત કરી શકતો નથી, સગાંવહાલાંઓથી ને અન્ય જનોથી અપમાન પામ્યા કરે છે, ને તેનું જીવન લગભગ પશુના જેવું વ્યતીત થાય છે. આવું દુઃખમય દારિદ્ર્ય આલસ્યથી પ્રાપ્ત થાય છે એમ સાંભળ્યા છતાં હું ઉદ્યોગવડે આલસ્યને દૂર કરતો નથી એ કેટલું બધું ભુલભરેલું છે !

સેંકડો દુઃખોથી ભરેલો જીવભાવ પણ આલસ્યનામના દોષથીજ મારા આત્મામાં પ્રતીત થઇ રહ્યો છે. જો આલસ્યનો પરિત્યાગ કરી હું વિવેકાદિ ચાર ને શ્રવણાદિ ત્રણ સાધનો સિદ્ધ કરું તો મારા સચ્ચિદાનંદસ્વરૂપ આત્મામાંથી એ સેંકડો દુઃખોથી ભરેલો જીવભાવ દૂર થઇ જઈ હું પરમાનંદરૂપેજ રહું. એવી રીતે શાસ્ત્રે ઉપદેશ કરેલા શુભ પ્રયત્નનું હું આદરપૂર્વક સેવન કરતો નથી, ને આળસુ થઈને દુઃખાનુભવ કરતો પડ્યો રહ્યો છું એ કેટલું બધું શોચનીય છે !

પળોપછી પળો, ઘડીઓપછી ઘડીઓ, મુહૂર્તોપછી મુહૂર્તો, હોરાઓપછી હોરાઓ, પ્રહરોપછી પ્રહરો, દિવસોપછી દિવસો, પક્ષો-પછી પક્ષો, માસોપછી માસો, ઋતુઓપછી ઋતુઓ, અયનોપછી અયનો ને વર્ષોપછી વર્ષો ચાલ્યાં જાય છે, ને મૂલ્યવાન્ એવું મનુષ્ય-જીવન ઉત્તરોત્તર ઘટતું જાય છે, છતાં હું દુષ્ટ આલસ્યનો પરિત્યાગ કરતો નથી એ બહુજ ખેદની વાત છે !

ઉજાડ થઇ ગયેલું ગામ કે નગર કાલે કરીને પુનઃ વસે છે, દૂરદેશમાં ગયેલું વહાણ સમય થયે પાછું આવે છે, નિર્ધન થયેલો મનુષ્ય તેના પુણ્યકર્મનો ઉદય થયે પુનઃ ધનવાન્ થાય છે, અગ્નિથી દાઝી ગયેલું વા કુવાડાથી કપાયેલું વૃક્ષ પુનઃ પાંદડાંવાળું થાય છે, પણ ગયેલો સમય પાછો આવતો નથી એમ જાણ્યા છતાં હું મનુષ્ય-જન્મનો મહામૂલ્યવાન્ સમય નિરર્થક વ્યતીત કર્યા કરું છું એ મારી કેવડી મોટી ભૂલ થાય છે !

જીવના પુણ્યકર્મના ઉદયથી તેને મનુષ્યજન્મની પ્રાપ્તિ થાય છે. દેવો પણ નિષ્કામકર્માદિવડે પોતાનું પરમહિત સાધવા મનુષ્યજન્મની પ્રાપ્તિ કરવા ઇચ્છે છે. એ મનુષ્યશરીરની બાલ્યાવસ્થા ને વૃદ્ધાવસ્થા પોતાનું પરમહિત સાધવાના પ્રયત્નમાં બહુ ઉપયોગી થઇ શકતી નથી, માત્ર મનુષ્યશરીરની યુવાવસ્થા ને પ્રૌઢાવસ્થાજ પોતાનું પરમહિત સાધવામાં બહુ ઉપયોગી થઇ શકે છે. એ યુવાવસ્થાની ને પ્રૌઢા-વસ્થાની પ્રત્યેક પલ મહામૂલ્યવાન્ છતાં મારા જેવા ઘણા યુવકો ને પ્રૌઢો પોતાના જીવનના દિવસો ને દિવસો તથા માસો ને માસો વ્યર્થ વ્યતીત કર્યા કરે છે એ જોઈ વિવેકી મનુષ્યોને ખેદ થાય છે.

આ સ્થૂલશરીરરૂપ લગભગ ઉઘાડા નવદ્વારવાળા પિંજરામાં પ્રાણરૂપ ચપલ પક્ષી રહે છે એ આશ્ચર્ય છે, ને તે પ્રાણરૂપ પક્ષી આ

સ્થૂલશરીરરૂપ પિંજરામાંથી ઊડી ગયા પછી પાછો પ્રવેશ કરતો નથી એમ જાણી સમજુ મનુષ્યે પોતાનું પરમહિત સાધવા આલસ્યનો પરિત્યાગ કરી નિરંતર ઉદ્યોગી રહેવું જોઇએ એમ જાણતાં છતાં હું ઉદ્યોગી રહેતો નથી એ બહુ ખેદની વાત છે !

આળસુ મનુષ્યોને હાથે શુભકર્મો થઇ શકતાં નથી, પણ ઇંદ્રિયોના તથા અંતઃકરણના વિષયોભણી જવાના સ્વાભાવિક તીવ્રવેગને લીધે તેનાથી ઘણાં ભૂલભરેલાં—પોતાને તથા અન્યને અપકાર કરે એવાં—કર્મો થાય છે. 'નવરો નખોદ વાલે' ઇત્યાદિ કહેવતો પણ આળસુ માણસ અયોગ્ય કામમાં પ્રવૃત્ત થાય છે એમ જણાવે છે. એ બધું સાંભળ્યા છતાં ને જાણ્યા છતાં પણ મારા જેવા આળસને વશ થયેલા મનુષ્યો આળસનો પરિત્યાગ કરી શકતા નથી એ આળસમાં રહેલી અદ્‌ભુત મોહની જણાવે છે.

આળસ એ અફીણના જેવું છે. અફીણના સેવનથી જેમ મનુષ્ય ઉત્તરોત્તર પોતાના શરીરનું સામર્થ્ય ને બુદ્ધિનું શુભ સામર્થ્ય ગુમાવતો જાય છે તેમ આળસના સેવનથી પણ મનુષ્ય ઉત્તરોત્તર પોતાના શરીરનું સામર્થ્ય ને બુદ્ધિનું શુભ સામર્થ્ય ગુમાવતો જાય છે. અફીણી મનુષ્ય જેમ પોતાનો પ્રાપ્તવ્યવહાર નિયમિત ને સારો કરી શકતો નથી તેમ આળસુ મનુષ્ય પણ પોતાનો પ્રાપ્તવ્યવહાર નિયમિત ને સારો કરી શકતો નથી. અફીણ જેમ મનુષ્યના મલને તેના ઉદરમાં રોકવામાં હેતુભૂત થાય છે તેમ આળસ પણ મનુષ્યના દુર્ગુણોને તેના અંતઃકરણમાં રોકી રાખવામાં હેતુભૂત થાય છે. જો અફીણનું સેવન અપકારક હોય તો આળસનું સેવન તેનાથી પણ વધારે અપકારક છે એમ સમજી મારે તેનો અવશ્ય પરિત્યાગ કરવો જોઇએ.

જેમ લોઢાનો ગોળો સાગરમાં તરી શકતો નથી, પણ તે સાગર-માં ડુબી જાય છે તેમ આળસુ મનુષ્ય પણ આ ભવસાગરને તરી શકતો નથી, પણ તે ભવસાગરમાં ડુબી જાય છે. આવા ભવ-સાગરમાં ડુબાડનારા આળસનો મારે શામાટે ઊતાવળે ત્યાગ ન કરવો જોઇએ ?

એક દોષ બીજા દોષને પોતાના ભણી આકર્ષવાના સ્વભાવવાળો હોવાથી આ આળસનામનો દોષ પણ અફીણ, મદ્ય, સુરા, ગાંજો, ભાંગ ને તમાકુ આદિના સેવનરૂપ દોષને પોતાના ભણી આકર્ષી આળસુ માણસને અફીણ આદિના દુર્વ્યસનોમાં જોડી તેનો અધઃપાત કરે છે. એવી રીતે મનુષ્યનો અધઃપાત કરવામાંજ આનંદ માનનાર આળસની ઉપાસના કરવામાં આનંદ માનનાર મારા જેવા મનુષ્યને મહામૂર્ખવિના બીજી કઇ સારી ઉપમા આપી શકાય ?

જેમ કોઈ બલવાન્ વેરીએ પકડેલો મનુષ્ય પોતાના ઇચ્છિત સ્થાનભણી આગળ વધી શકતો નથી, પણ તે જ્યાં હોય ત્યાંજ રહે છે, અથવા તે જ્યાં હોય ત્યાંથી પાછો ખેંચાયા કરે છે તેમ આળસનામના મનુષ્યના દુષ્ટ શત્રુવડે પકડાયેલો મનુષ્ય પણ પોતાના વ્યાવહારિક વા પારમાર્થિક પ્રાપ્તવ્યભણી આગળ વધી શકતો નથી, પણ તે જે સ્થિતિમાં હોય તેજ સ્થિતિમાં રહે છે, અથવા તે જે સ્થિતિમાં હોય તે સ્થિતિમાંથી ઉત્તરોત્તર ઊતરતી સ્થિતિમાં જતો જાય છે. આવો અપકાર કરનારા આળસનામના દુષ્ટ શત્રુમાં પણ હજી મને મિત્રના જેવી બુદ્ધિ રહે છે એ મારું મોટું દુર્ભાગ્ય નહિ તો બીજું શું ?

જેમ કોઇ બલવાન્ અજગરે ગળવા માંડેલો નિર્બલ પ્રાણી અજગરના મુખમાંથી મોકળો થઇ શકતો નથી, પણ તે તેના ઉદર-

માં પ્રવેશ કરી મરણનું શરણ ગ્રહણ કરે છે તેમ આ આળસ-નામના ભયંકર અજગરે ગળવા માંડેલો નબળા મનોબલવાળો મનુષ્ય પણ આ આળસનામના અજગરના મુખમાંથી મોકળો થઈ શકતો નથી, પણ તેમાંજ લીન થઈ તે અધઃપાતરૂપ મરણનું શરણ ગ્રહણ કરે છે. હે પરમકારુણિક સદ્ગુરો! આ આળસનામના મહા-ભયંકર અજગરના મુખમાંથી મને મોકળો કરવા કૃપા કરશો.

જેમ અફીણનું વિષ ચઢવાથી તે મનુષ્યની જાગ્રદવસ્થા દૂર થઈ તેને તંદ્રા આવવા લાગે છે, ને તે પોતાના પ્રાપ્ત કર્તવ્યમાં સાવ-ધાનતાવાળો રહી શકતો નથી તેમ આ આળસનું વિષ ચઢવાથી તે આળસુ મનુષ્યનું મન પોતાના કર્તવ્યમાં જાગ્રત્ રહી શકતું નથી, પણ કર્તવ્યવિમુખ થતું જાય છે. એવી કર્તવ્યવિમુખતા મનુષ્યની ઉત્તરોત્તર અધોગતિ કરે એ સ્પષ્ટજ છે. હે ભક્તવત્સલ ગુરો! મને કર્તવ્યવિમુખ કરનારા આળસથી બચાવવા કૃપા કરશો.

જેમ પક્ષિઘાતકે વૃક્ષની શાખાપર લગાડેલા અત્યંત ચીકણા રસપર બેસતાં પક્ષીના પગો તેમાં ચોટી જાય છે, ને પછી તે પક્ષી ત્યાંથી ઊડી શકતું નથી, પણ મરણ પામે છે, તથા જેમ જમવા બેઠેલા કોઇ યવને માખીઓના ઉપદ્રવથી બચવામાટે જમવાના મેજ-ઉપર રાખેલા કાગળપરના અતિચીકણા રસપર બેસતાં તે માખીઓ તેની સાથે ચોટી જાય છે, ને ત્યાંથી ઊડી શકતી નથી, અને મરણ પામે છે તેમ આળસની સાથે જેમનું મન ચોટી જાય છે તે મનુષ્યો પણ તમોગુણની સાથે અભેદભાવ પામ્યાજેવા થઇ પોતાની અધોગતિનેજ સંપાદન કરે છે. હે પ્રિયતમ સદ્ગુરો! આવા અધો-ગતિ કરનારા આળસથી મારું રક્ષણ કરવા કૃપા કરશો.

બિલાડી ઉદ્યોગી રહેવાથી પોતાની પાસે ગાય આદિ નહિ

છતાં પણ બહુધા નિત્ય દૂધને વા ઘીને પ્રાપ્ત કરે છે, મધમાખીઓ ઉદ્યોગી રહેવાથી મધુર મધને પ્રાપ્ત કરે છે, અને સિંહાદિ ઉદ્યોગી રહેવાથી પોતાના ભક્ષ્યને પ્રાપ્ત કરે છે, તથા "ફરે તે ચરે ને બેસી રહે તે ભૂખે મરે" એવી ઉદ્યોગની શ્લાઘા ને આળસની નિંદા કરનારી કહેવત પણ લૌકિક જનો કહે છે, છતાં હું મારા પ્રાપ્ત-વ્યવહારમાં અને પરમાર્થનાં સાધનોનું અનુષ્ઠાન કરવામાં સદા ઉદ્યોગી રહેતો નથી એ મારી મોટી ભૂલ થાય છે. હે અકારણ કૃપા કરનારા ગુરુદેવ! મને નિરંતર શુભ ઉદ્યોગ કરવાનું બલ આપવા દયા દર્શાવશો.

આકાશમાં સૂર્ય, તારાગણ, ગ્રહગણ તથા ચંદ્ર એ સૌ પોત-પોતાના કર્તવ્યમાં ઉદ્યોગી જણાય છે, સમુદ્ર ભરતીઓટ કરવામાં ઉદ્યોગી જણાય છે, નદીઓ નીચાણના પ્રદેશમાં વહન કરવામાં ઉદ્યોગી જણાય છે, અને પશુઓ પંખીઓ ને કીટો પણ પોતપોતાનું ભક્ષ્ય શોધવામેળવવા ઉદ્યમી જણાય છે, માત્ર હુંજ મોટા જડ-પાષાણની પેઠે આળસુ થઇને પડ્યો રહ્યો છું, ને ઉદ્યોગનું માહાત્મ્ય સમજી સ્વકર્તવ્યપરાયણ થતો નથી. હે દીનબંધો! હે અંતર્યામિન્! આ દીનજનના ઉપર કૃપાની વૃષ્ટિ કરી તેને ઉદ્યોગનું માહાત્મ્ય સમજાવી, સુવિચારરૂપ ને સુકર્મરૂપ ઉદ્યોગમાં તત્પર રહેવાનું સામર્થ્ય આપવા કરુણા કરશો.

નેત્રવડે નહિ પ્રતીત થતો કાલ—સમય—પણ ક્ષણ, પલ, ઘડી, મુહૂર્ત, હોરા, પ્રહર, દિવસ, રાત્રિ, પક્ષ, માસ, ઋતુ, અયન, વર્ષ, યુગ, કલ્પ ને મહાકલ્પરૂપે પોતાનું કામ કરવામાં નિરંતર અપ્રમત્ત-પણે ઉદ્યોગી રહે છે, માત્ર હુંજ આળસનો દાસ થઇને પડ્યો રહ્યો છું, ને મારું હિત કરનાર જે શુભકર્તવ્ય છે તેના સેવનમાં

ઉદ્યોગી રહેતો નથી. હે દીનનાથ સદ્ગુરો! આપ આ આળસુ અનાથને પોતાના શુભકર્તવ્યમાં સતત ઉદ્યોગી રહેવાનું સામર્થ્ય આપવા આપની અમોઘ કૃપાનાં કિરણો ફેંકશો.

મારા સ્થૂલશરીરની અંતર બંને પ્રકારની રક્તવહા નાડીઓ નિરંતર પોતપોતાનું કામ કરવામાં ઉદ્યોગી જણાય છે, પ્રાણવહા નાડીઓ (ગતિતંતુઓ) પણ પોતાનું કામ કરવામાં નિરંતર ઉદ્યોગી જણાય છે, મનોવહા નાડીઓ ( જ્ઞાનતંતુઓ ) પણ પોતાના કામ-માં સર્વદા ઉદ્યમી જણાય છે, અને પ્રાણવાયુ પણ અટક્યા વિના નિરંતર પોતાની ક્રિયા કરી રહ્યો છે, માત્ર હુંજ મનુષ્યજીવનનું મૂલ્ય નહિ સમજીને આળસુ થઇને પડ્યો રહ્યો છું, ને ધમણની પેઠે નિરર્થક શ્વાસોચ્છ્વાસની ક્રિયા કર્યા કરું છું. હે કરુણાસાગર સદ્ગુરો! આપ આ અધમને પોતાના કર્તવ્યમાં ઉદ્યમી રહેવાનું બલ આપવાની દયા કરશો.

પુણ્યનું ફલ સુખ ને પાપનું ફલ દુઃખ છે એમ જાણતાં છતાં પણ હું પાપકર્મનો પરિત્યાગ કરવામાટે ને પુણ્યકર્મની પ્રાપ્તિ કરવા-માટે ઉદ્યોગી થતો નથી, અને દુઃખના અભાવને તથા સુખની પ્રાપ્તિને તો હું ઇચ્છું છું તેથી પ્રયત્નવિના ફલની ઇચ્છા રાખનાર હું મૂર્ખજ છું એમાં કાંઈ સંશય નથી.

હે સદ્ગુરો! આપે દયાવડે ઉપદેશ કરેલા મોક્ષમંત્રનો વાણીથી જપ કરવાવડે અને તે મંત્રવડે પ્રતિપાદ્ય દેવમાં મનને એકાગ્ર કરવા-વડે મનુષ્ય ક્રમથી ત્રિવિધ દુઃખની અત્યંતનિવૃત્તિ અને પરમાનંદની નિત્યપ્રાપ્તિ કરવા સમર્થ થાય છે એમ મેં સાંભળ્યું છે, છતાં હું અધોગતિના મૂલરૂપ તથા પાપનું પોષણ કરનાર આળસનો પરિ-ત્યાગ કરી ઇષ્ટમંત્રના જપમાં ને ઇષ્ટદેવના ધ્યાનમાં ઉદ્યોગી થતો

નથી એ મારું હતભાગ્યજ છે.

હું મારા શરીરની બહાર જોઉં છું તો ત્યાં પણ વ્યક્તાવ્યક્ત ક્રિયા ચાલી રહેલી જોવામાં આવે છે. માયા ને માયાનાં સર્વ કાર્યો ક્ષણે ક્ષણે પરિણામ પામવાની ક્રિયા કરી રહ્યાં છે. પોતપોતાના ઉપાદાનકારણમાંથી પ્રાણીઓનાં શરીરો ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયેલાં તે શરીરો વધવા માંડે છે, પછી તે પરિણામ પામવા લાગે છે, ને પશ્ચાત્ તે ક્ષીણ થવા લાગે છે. જલચરો, ભૂચરો ને ખેચરો એ સૌ ઉદ્યોગપરાયણ પ્રતીત થાય છે. એ સર્વે જાણે મને આળસનો પરિત્યાગ કરી ઉદ્યોગી રહેવાનો બોધ કરતાં હોય એમ જણાય છે, છતાં હું મારા અંતઃકરણપર ચઢી બેઠેલા આળસનામના રાક્ષસને દૂર કરી મારા અંતઃકરણને શુભેચ્છાવાળું રાખી શુભકર્મમાં પ્રવૃત્ત થતો નથી એ બહુ ખેદની વાત છે. હે જીવના અંતઃકરણમાં રહેલા અસુરોને હણનાર ગુરો! આળસનામના અસુરથી મારું રક્ષણ કરો, રક્ષણ કરો.

શાસ્ત્રે ઉપદેશ કરેલાં સંધ્યાવંદન, દેવપૂજન, હોમ, શાસ્ત્રાધ્યયન, વૈશ્વદેવ, અતિથિનો સત્કાર, સુપાત્રને વિનયપૂર્વક દાન ને યજ્ઞાદિ શુભકર્મો કર્તાપણાના અભિમાનનો ને ફલની ઇચ્છાનો પરિત્યાગ કરીને કરવાથી કર્તાના ચિત્તની શુદ્ધિ થાય છે, અને ચિત્તની શુદ્ધિ થવાથી સંસારના વિષયોની તૃષ્ણા શિથિલ થવા લાગે છે એમ વાંચ્યા છતાં તથા સાંભળ્યા છતાં હું મારા મંદભાગ્યને દોષ આપી આળસુ મટીને શુભકર્મોમાં આદરપૂર્વક પ્રયત્નશીલ થતો નથી આ મારા હીનભાગ્યની વાત છે.

હું અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય ને અપરિગ્રહ એ પાંચ યમોનું માહાત્મ્ય કાંઇક સમજું છું, પણ તે પાંચ યમોમાંથી

એક પણ યમને સિદ્ધ કરવા હું આદરપૂર્વક ક્યાં પ્રયત્ન કરું છું? શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય ને ઈશ્વરપ્રણિધાન એ પાંચ નિયમોનાં સ્વરૂપ મેં સાંભળ્યાં છે, વા વાંચ્યાં છે, પણ તેમાંનો એક પણ નિયમ પરિપકવ કરવા હું ક્યાં ઉદ્યોગી રહું છું? જેમ ક્રિયા-હીન પાષાણને સંભળાવેલાં યમનિયમનાં સ્વરૂપો નિરર્થક છે તેમ ઉદ્યોગહીન મને સંભળાયેલાં યમનિયમનાં સ્વરૂપો પણ મારે માટે નિરર્થક નિવડ્યાં છે. ઉદ્યોગને અભાવે પુણ્યકર્મ કરી પુણ્યકર્મના સંસ્કારો મેં મારા અંતઃકરણમાં પાડ્યા નથી, પુણ્યકર્મના સંસ્કારોને અભાવે મને યમનિયમનું માહાત્મ્ય સમજાતું નથી, અને તે બંનેના માહાત્મ્યજ્ઞાનને અભાવે આળસનામના ક્રૂર રાક્ષસના પંજામાંથી મોકળો થઇ હું યમનિયમને સિદ્ધ કરવા પ્રયત્ન કરી શકતો નથી. હે યમસિદ્ધ ને નિયમસિદ્ધ સદ્‌ગુરો ! મને યમનિયમને સુદૃઢ સિદ્ધ કરવા ઉદ્યોગી કરો.

મેં સિદ્ધ, પદ્મ, સ્વસ્તિક ને પશ્ચિમતાન આદિ આસનોનાં નામો યોગગ્રંથોમાંથી કે યોગાભ્યાસીપાસેથી જાણ્યાં, પણ તે આસનો આળસનો ત્યાગ કરી ઉદ્યોગી રહ્યા વિના સિદ્ધ શી રીતે થઇ શકે? એવી રીતે મેં સૂર્યભેદનાદિ પ્રાણાયામોનાં નામો જાણ્યાં, પણ તે પ્રાણાયામો પ્રયત્ન કર્યા વિના સિદ્ધ શી રીતે થઇ શકે? એવી રીતે મેં પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ, સંયમ, સંપ્રજ્ઞાતયોગ, ધર્મમેઘ-સમાધિ ને અસંપ્રજ્ઞાતયોગ એ સર્વનાં નામો સાંભળ્યાં, પણ માત્ર તે સર્વનાં નામો સાંભળવાથી તે કાંઇ સિદ્ધ થઇ જાય? તેને માટે તો અસાધારણ પ્રયત્ન કરવો જોઇએ. આળસના ત્યાગવિના પ્રયત્ન શી રીતે થઇ શકે? હું મૂર્ખ છું તેથીજ પ્રયત્ન કર્યા વિના તે સર્વની સિદ્ધિને ઇચ્છું છું. જ્યારે ભોજનપાત્રમાં મૂકેલો શેકેલો પાપડ પણ જમનારના

હાથના પ્રયત્નવિના ભાંગતો નથી, જ્યારે ભોજનપાત્રમાં પીરસાયેલું ઉત્તમોત્તમ અન્ન પણ હાથ ચલાવ્યા વિના મુખમાં આવી પડતું નથી, જ્યારે મુખમાં મૂકેલું અન્ન પણ દાંતો દાઢો જીભ ને અન્નનલની ક્રિયા-વિના હોજરીમાં જતું નથી, અને જ્યારે હોજરીમાં આવેલું અન્ન પણ હોજરીની ક્રિયાવિના રસરુધિરાદિરૂપે પરિણામ પામતું નથી ત્યારે અનાદિકાલથી બહિર્મુખસ્વભાવવાળી થયેલી ઇંદ્રિયોને અને અનાદિ-કાલથી બહિર્મુખસ્વભાવવાળા થયેલા મનને અસાધારણ ઉદ્યોગવિના મનુષ્યથી અંતર્મુખ શી રીતે કરી શકાય ? જેમ સેવા કર્યા વિના સેવકને વેતન (પગાર) માગવાનો લેશ પણ અધિકાર નથી તેમ પ્રત્યા-હારાદિનો આદરપૂર્વક અભ્યાસ કર્યા વિના પ્રત્યાહારાદિની સિદ્ધિની આશા રાખવાનો મને લેશ પણ અધિકાર નથી એમ હું જાણું છું, પણ હું આળસનો પરિત્યાગ કરી પ્રત્યાહારાદિની સિદ્ધિમાટે યથાયોગ્ય ઉદ્યોગ કરતો નથી એટલે મારું તે જાણવું ધૂળપર લીંપણજેવું અર્થાત્ નકામું છે. હે ચિત્તવિશ્રાંતિના ઉપાયોને સ્વાનુભવથી જાણનારા ગુરુ-દેવ ! મને પ્રત્યાહારાદિ ચિત્તનિરોધનાં સાધનોનું સતત અનુષ્ઠાન કરવા-નું બલ આપવા દયા દર્શાવશો.

મેં પરમાત્માની શ્રવણાદિ નવધા ભક્તિનાં સ્વરૂપો સાંભળ્યાં, તથા અનન્યભક્તિનું–પ્રેમલક્ષણાભક્તિનું–ઐકાંતિકભક્તિનું–પરાભક્તિનું-સ્વરૂપ પણ મેં શાસ્ત્રાદિદ્વારા સાંભળ્યું, પણ તેથી શું વળ્યું? જો હું તેમાંની કોઈ એક ભક્તિ શ્રદ્ધા ને આદરપૂર્વક સતત કરું તોજ હું પરમાત્માનો અનુગ્રહ મેળવવાને ભાગ્યશાલી થઉં. જો હું બેઠો બેઠો બગાસાં ખાધા કરું, નકામી વાતો કર્યા કરું, જ્યાં ત્યાં રઝળ્યા કરું, વ્યસનોનું સેવન કર્યા કરું, વ્યવહારપરમાર્થમાં જેનો ઉપયોગ નથી એવી નિરર્થક ક્રિયાઓ કર્યા કરું, વા પોતાને અને અન્યને

અપકાર કરનારાં કૃત્યો કર્યાં કરું તો આવાં આળસનાં રૂપાંતરોના સેવનવડે પણ હું મારું હિત ન સાધતાં અહિતનેજ સાધું. હે પ્રાણિમાત્રનું વાસ્તવિક હિત ઇચ્છનારા સદ્ગુરો ! આ આળસરૂપ દૃઢ પાશમાં બંધાયેલા જીવાત્માના આળસરૂપ દૃઢ પાશને છેદવાની દયા કરશો.

નિત્યાનિત્ય વસ્તુને પૃથક્ સમજવાના સામર્થ્યરૂપ વિવેક, અનિત્ય પ્રાણિપદાર્થમાં રાગરહિતપણારૂપ વૈરાગ્ય, અનાત્મ પદાર્થોમાં ભમતા મનને આત્માભિમુખ રાખવાના સામર્થ્યરૂપ શમ, પોતપોતાના વિષયોભણી તીવ્રવેગથી જવાના સ્વભાવવાળી ઇંદ્રિયોને આત્માભિમુખ રાખવાના સામર્થ્યરૂપ દમ, મોક્ષનું પ્રતિપાદન કરનારા વેદાદિ શાસ્ત્રોના ઉપદેશમાં ને પોતાના શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુના ઉપદેશમાં આ ઉપદેશ સત્યજ છે એવી અવિચલ સમજરૂપ શ્રદ્ધા, શુભાશુભ પ્રારબ્ધકર્મના ઉદયથી પ્રાપ્ત થતા અનુકૂલપ્રતિકૂલ પ્રસંગમાં તેને મિથ્યા સમજી મનને હર્ષશોકને વશ ન થવા દેવાના સામર્થ્યરૂપ સમાધાન, દૃશ્યને મિથ્યા સમજી તથા રાગદ્વેષને વશ રાખી મનને પ્રશાંત રાખવાના બલરૂપ ઉપરતિ, ટાઢતડકાને ભૂખતરપને તથા માનાપમાનાદિને સમ ગણી તેને સહન કરવાના બલરૂપ તિતિક્ષા અને ત્રણ પ્રકારનાં દુઃખની ઐકાંતિક ને આત્યંતિક નિવૃત્તિરૂપ અથવા દુઃખમય જન્મમરણની પરંપરારૂપ બંધનથી મોકળા થવારૂપ અને પવિત્ર પરમાનંદની નિત્યપ્રાપ્તિરૂપ સદ્યોમોક્ષ મેળવવાની તીવ્ર ઇચ્છા–મુમુક્ષુતા–આ સર્વ આત્માથી અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાનાં સાધનો મેં સાંભળ્યાં છે. તે સાધનોનાં નામ તથા તેમનું સ્વરૂપ શાસ્ત્રાદિદ્વારા સાંભળવામાં આવ્યા છતાં પણ મહાપાપમય આળસનો પરિત્યાગ કરી તે સાધનોની શીઘ્ર પ્રાપ્તિ કરવા હું યથાયોગ્ય ઉદ્યોગ કરતો નથી,

ને મૂલ્યવાન્ મનુષ્યશરીરના જીવનકાલને વ્યર્થ વ્યતીત કર્યા કરું છું એ યોગ્ય થતું નથી. હે અલૌકિક ગરુડરૂપ સદ્ગુરો! આપ મને આ આળસરૂપ નાગપાશના ત્રાસદાયક બંધનથી મૂકાવવા ઊતાવળે દયા કરો.

શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ ને પરમકારુણિક સદ્ગુરુદ્વારા વેદાંતશાસ્ત્રનું શ્રવણ, અંતરાત્માથી અભિન્ન બ્રહ્મના સ્વરૂપનું ભેદનો બાધ કરનારી ને અભેદને સિદ્ધ કરનારી યુક્તિપૂર્વક નિરંતર ચિંતન કરવારૂપ મનન અને અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનું અનાત્માકાર વૃત્તિઓના અંતરાયથી રહિત સતત ધ્યાન કરવારૂપ વા વિચાર કરવારૂપ નિદિધ્યાસન આ ત્રણ અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાનાં સમીપનાં સાધનો છે એમ શાસ્ત્રદ્વારા ને બ્રહ્મજ્ઞ પુરુષોદ્વારા સાંભળ્યા છતાં પણ હું આલસ્યરૂપ પિશાચિકાના પાશમાંથી મોકળો થઇ તે શ્રવણાદિ સાધનોની પ્રાપ્તિ કરવામાં ઉત્સાહપૂર્વક નિરંતર ઉદ્યોગી થઇ શકતો નથી એ મારી હિતાહિતની અસમજરૂપ મોટી મૂર્ખતા છે. હે આલસ્યરૂપ પિશાચિકાના પાશમાંથી શીઘ્ર મુક્ત કરવાના સામર્થ્યવાળા સદ્ગુરો ! આપ કૃપા કરી મને તે પિશાચિકાના પાશમાંથી મોકળો કરવા ત્વરા કરો.

અમાનીપણું આદિ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવનારાં વીશ સાધનોની પ્રાપ્તિ કરવામાં, અભયાદિ છવીશ પ્રકારની દૈવી સંપત્ની પ્રાપ્તિ કરવામાં, દંભાદિ આસુરી સંપત્ની નિવૃત્તિ કરવામાં, તૃષ્ણાદિનો પરિત્યાગ કરી પરમતત્ત્વવિષે બુદ્ધિને સ્થિર કરવામાં, અદ્વેષ્ટાપણું આદિ અનન્યભક્તનાં શુભ લક્ષણો પ્રાપ્ત કરવામાં, ત્રણ ગુણોનું અતિક્રમણ કરી ત્રિગુણાતીત થવામાં અને દેહાદિ જડમાંથી અહંતા ને દેહના સંબંધી પ્રાણિપદાર્થમાંથી મમતા મૂકવામાં પણ આળસને વશ વર્તનારો હું ઉદ્યોગી થઇ શકતો નથી એ બહુ ખેદની વાત છે.

લૌકિક ને અલૌકિક બંને પ્રકારની સંપત્તિ આળસુનો પરિત્યાગ કરે છે, અને લૌકિક ને અલૌકિક બંને પ્રકારની સંપત્તિ ઉદ્યોગીનો આશ્રય કરે છે. હવે મારે જો લૌકિક સંપત્તિ પ્રાપ્ત કરવી હોય તોપણ દુર્ભાગ્યનું પોષણ કરનારા આળસનો પરિત્યાગ કરી ઉદ્યોગી થવું જોઇએ, અને મારે જો સ્વર્ગરૂપ કે મોક્ષરૂપ અલૌકિક સંપત્તિ પ્રાપ્ત કરવી હોય તોપણ અધોગતિના હેતભૂત આળસનો અનાદરપૂર્વક પરિત્યાગ કરી ઊર્ધ્વગતિના હેતુભૂત ઉદ્યોગને સેવવો જોઇએ.

જો મારે આલસ્યનો ચોકસ પરિત્યાગ કરવો હોય તો આસનનો, પ્રાણાયામનો, કથાશ્રવણનો, પ્રત્યાહારનો, આહારને નિયમમાં રાખવાનો ને ઉંડા શ્વાસો લેવાનો પ્રયત્ન કરવો જોઇએ, તથા ઉદ્યોગી પુરુષોનો બહુજ પ્રેમપૂર્વક સંગ સેવવો જોઈએ.

સામર્થ્ય છતાં વ્યવહારનાં અગત્યનાં શુભકર્મોમાં તથા પરમાર્થનાં સાધનોમાં ઉત્સાહરહિતપણું ને અપ્રવૃત્તિ એ આલસ્ય કહેવાય છે. આલસ્ય એ શબ્દ નપુંસકલિંગ છે. એ નપુંસકના વા બાયલાના આશ્રયથી મારું આ લોકનું કે પરલોકનું લેશ પણ હિત સધાવાનું નથી, પણ ઉદ્યોગ (પોતાના અધિકારથી પ્રાપ્ત થયેલાં વ્યાવહારિક શુભકર્મોમાં તથા પરમાર્થનાં સાધનોમાં ઉત્સાહપૂર્વક પ્રવૃત્તિ) એ શબ્દ પુંલ્લિંગ છે, તે ઉદ્યોગના આશ્રયથીજ અવશ્ય મારું આ લોકનું ને પરલોકનું હિત સધાશે માટે હું આજથીજ અપકારક આલસ્યનો પરિત્યાગ કરી ઉપકારક ઉદ્યોગનું સેવન કરતો રહીશ." ૐ

એ પ્રમાણે આલસ્યની નિવૃત્તિ કરવામાટે કરવાયોગ્ય શ્રેયોભાવના પૂરી થઈ. ૧

---

## ૨ પ્રમાદને દૂર કરવાની શ્રેયોભાવના

પ્રમાદનો પરિત્યાગ કરવાની શુભેચ્છાવાળા ઉત્તમ મુમુક્ષુઓ હવે પછી કહેવામાં આવશે એવી ભાવનાઓ પોતાના અંતઃકરણમાં ન્યૂનાધિકભાવે રહેલા પ્રમાદનો નિઃશેષ નાશ કરવામાટે કરે છે. મધ્યમપ્રકારના મુમુક્ષુઓએ એવી ભાવનાઓ કરવા પ્રયત્ન કરવો જોઇએ, અને મંદાધિકારવાળા મુમુક્ષુઓએ એવી ભાવનાઓ કરવી આવશ્યક છે એમ ધીરે ધીરે નક્કી કરી પછી એવી ભાવનાઓ કરવા પ્રયત્નશીલ થવું જોઇએ. એ ભાવનાઓ પોતાની બહારની પરિસ્થિતિને તથા ઇંદ્રિયોની ને અંતઃકરણની સ્થિતિને અનુસરીને કરવાની હોય છે. બધાં માણસોને બધી ભાવનાઓ કરવાની હોતી નથી એ વિનાકહેજ વિવેકી મનુષ્ય સમજી શકે એમ છે.

પ્રમાદ એ પ્રમા એટલે યથાર્થજ્ઞાન વા કર્તવ્યાકર્તવ્યની સમજ તેને દ એટલે આપનારો નથી, પણ પ્રમાને દ્ન એટલે હણનારો છે એમ મેં વિદ્વાનોપાસેથી સાંભળ્યા છતાં અને પ્રમાદ મનુષ્યને તેના કર્તવ્યનું વિસ્મરણ કરાવી અકર્તવ્યમાં જોડવાના ભયંકરસ્વભાવવાળો છે એમ પુસ્તકોમાં વાંચ્યા છતાં ને સજ્જનોપાસેથી સાંભળ્યા છતાં તથા જાતે પણ તેનો ન્યૂનાધિક અનુભવ કર્યાં છતાં પણ હું હજી મારા પ્રાપ્તવ્યવહારમાં અને પરમાર્થનાં સાધનોના સેવનમાં પ્રમાદનો પરિત્યાગ કરી સંપૂર્ણ સાવધાનતા સેવતો નથી એ હું મોટામાં મોટી ભૂલ કરું છું એમ મને જણાય છે.

નિર્મલ, મધુર ને શીતલ જલની પ્રાપ્તિ સુલભ છતાં તેવા જલનું પાન નહિ કરતાં મલિન, ખારા ને ઉષ્ણ જલને શોધી તેનું પાન પ્રીતિપૂર્વક કરવું તે જેમ એક પ્રકારની મૂર્ખતા છે તેમ સ્વાધીન, નિરવધિ, પરમપવિત્ર, પરમમંગલ, અભયસ્વરૂપ ને પરમશીતલ નિજાનંદનો પરિત્યાગ કરી પરાધીન, ક્ષણિક, મલિન, અમંગલ,

ભયભરેલો ને પરિતાપક વિષયાનંદ ઇચ્છવો ને સેવવો એ પણ એક પ્રકારની મૂર્ખતા છે એમ દુષ્ટ પ્રમાદ મારા જેવા મનુષ્યને સ્પષ્ટરીતે સમજવા દેતો નથી.

સ્ત્રીઓના, પુરુષોના, બાલકોના, ગવૈયાના, ગાનારીના, સ્તુતિપાઠકોના, કુકવિઓના, અયોગ્ય હસનારાઓના, ભાંડના કે કોકિલા આદિના શબ્દોનું પ્રીતિપૂર્વક શ્રવણ કરવાથી તે શબ્દો સાંભળનાર જીવનું વાસ્તવિક હિત સધાતું નથી, પણ ઊલટું તે શબ્દાનુરાગની વૃદ્ધિવડે તેનું ભવભ્રમણ વધી તેનું અહિત સધાય છે, અને પોતાના શ્રીસદ્ગુરુના, બ્રહ્મદર્શી પુરુષોના, પરમાત્માના અનન્યભક્તોના, સંપ્રજ્ઞાતયોગને કે અસંપ્રજ્ઞાતયોગને પ્રાપ્ત થયેલા યોગીઓના, રાગદ્વેષને વશ વર્તાવનારા મહાપુરુષોના ને ઉત્તમ મોક્ષસાધકોના શબ્દોનું પ્રીતિપૂર્વક શ્રવણ કરવાનો સ્વભાવ પાડવાથી ઉત્તરોત્તર બ્રહ્મતત્ત્વાનુસંધાનની વિરાગની ને ઉપરતિની વૃદ્ધિ થઈ બ્રહ્મદર્શનદ્વારા ભવબંધનથી મોકળા થવારૂપ જીવનું પરમહિત સધાય છે, છતાં મનુષ્યોનો મોટો ભાગ રાગની ને અજ્ઞાનની વૃદ્ધિ કરનારા પૂર્વોક્ત શબ્દોનું શ્રવણ કરવામાં પ્રીતિ રાખે છે, પણ વિરાગની ને જ્ઞાનાદિની વૃદ્ધિ કરનારા શબ્દોનું શ્રવણ કરવામાં પ્રીતિ રાખતો નથી એ તમોગુણના પુત્ર પ્રમાદનોજ મહિમા છે. એ પ્રમાદજ મારા જેવાને શ્રેયોમાર્ગમાં મોટો વિઘ્નરૂપ છે.

અમંગલ, અપવિત્ર, કુત્સિત ને ચેતનવિના શવજેવા અસ્પૃશ્ય ને ભયંકર સ્ત્રીશરીરનો, પુરુષશરીરનો ને બાલકના શરીરનો રાગપૂર્વક સ્પર્શ કરવાની ઇચ્છા ને મોહાંધપણાવડે તેમનો સ્પર્શ એ ભ્રાંતિજન્ય ક્ષણિક સુખ આપી સ્પર્શ કરનાર મનુષ્યના નિજાનંદને ઢાંકી દે છે, અને પરમમંગલ, પરમપવિત્ર, રમણીય ને પરમાહ્લાદક ચેતન-

ના મનોમય સ્પર્શવડે પરિણામે આત્માથી અભિન્ન બ્રહ્મરૂપ ચેતનના દૃઢ સાક્ષાત્કારવડે તે મનુષ્ય અવિદ્યા તથા તેનાં શોકમોહાદિરૂપ કાર્યોનું ઉલ્લંઘન કરી પરમાનંદપદે વિરાજવા સમર્થ થાય છે, છતાં માણસોનો મોટો ભાગ દુઃખદ ને તુચ્છ સ્પર્શોની તીવ્ર ઇચ્છા ને તેનું સેવન ત્યજી શકતો નથી, ને જે સ્પર્શની ઇચ્છાવડે ને તેના સેવનવડે અજ્ઞાનકાલે અપારજેવો જણાતો ભવસાગર સુખપૂર્વક તરી જવાય છે તે સ્પર્શની ઇચ્છા ને તેનું સેવન કરવા પ્રીતિપૂર્વક પ્રવૃત્ત થઇ શકતો નથી એ પણ ક્રૂર પ્રમાદનોજ મહિમા છે. આ પ્રમાદજ મને મનવાણીના અવિષયરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર થવા દેતો નથી.

રૂપવતી સ્ત્રીના, રૂપવાન્ પુરુષના, રૂપાળા બાલકના, મણિમુક્તા-સુવર્ણના સુંદર મનાતા અલંકારના, વિવિધ મોહક વસ્ત્રોના ને સુવર્ણ-મુદ્રાદિના રૂપને જોવાની ઇચ્છાથી ને રાગપૂર્વક તેના દર્શનથી મનુષ્ય-ના મનની સ્થૂલતા ને ચંચલતા વધી તે જન્મમરણના તીવ્રવેગવાળા પ્રવાહમાં તણાવા લાગે છે, અને પોતાના સદ્‌ગુરુના, બ્રહ્મનિષ્ઠ મનુષ્યના ને ઈશપ્રતિમાના અધિષ્ઠાનભૂત સચ્ચિદાનંદાદિ સ્વભાવવાળા ચેતનના દર્શનની ઇચ્છા કર્યા કરવાથી તથા તેનું પરમપ્રીતિપૂર્વક મનોમય દર્શન કર્યા કરવાથી પરિણામે બ્રહ્મદર્શનદ્વારા મનુષ્ય આ દુઃખપૂર્ણ ભવસાગર અનાયાસે તરી જવાનો મહાલાભ મેળવવા સમર્થ થાય છે, છતાં મનુષ્યોનો મોટો ભાગ અપકારક પ્રાણિપદાર્થને જોવાની ઇચ્છાનો અને તેને જોવાનો ત્યાગ કરી શકતો નથી, ને અતિશયોપકારક બ્રહ્મદર્શન કરવા પ્રયત્ન સેવી શકતો નથી એ પણ દોષબહુલ પ્રમાદનોજ મારા જેવાને મુંઝવી નાંખનારો મહિમા છે.

અપવિત્ર, બહુ ખાટા, બહુ તીખા, બહુ ખારા, બહુ ઊના, આલસ્ય વધારનારા, ઉન્માદ પ્રકટાવનારા, અપરિમિત ને દુર્જર

આહારના સેવનથી મનુષ્યના સ્થૂલશરીરનું આરોગ્ય બગડે છે, ઇંદ્રિયોમાં ઉન્માદ પ્રકટે છે, ને અંતઃકરણમાં તમોગુણના તથા રજોગુણના ધર્મોની વૃદ્ધિ થાય છે, અને પવિત્ર, અલ્પ ખાટા, અલ્પ તીખા, અલ્પ ખારા, અલ્પ ઊના, મનની જાગૃતિ વધારનારા, મનની પ્રસન્નતા વધારનારા, પરિમિત ને સુખપૂર્વક પચી જાય એવા આહારના ગ્રહણથી મનુષ્યનું સ્થૂલશરીર પ્રાયશઃ નીરોગ રહે છે, ઇંદ્રિયો પ્રસન્ન ને શાન્ત રહે છે, ને અંતઃકરણ સાત્ત્વિક તથા રજોગુણના ને તમોગુણના અપકારક વેગોથી રહિત રહે છે, છતાં મનુષ્યોનો ઘણો ભાગ અપવિત્રતાદિ દોષોવાળા આહારનો પરિત્યાગ કરવા તથા પવિત્રતાદિ શુભ ગુણોવાળા આહારોનું સેવન કરવા સમર્થ થઈ શકતો નથી એ પણ જીવના મહાવૈરી પ્રમાદનોજ મહિમા છે. પ્રમાદના આ મહિમાથીજ અંજાઇ જઇ મારા જેવા મનુષ્યો ઊર્ધ્વગતિનો માર્ગ ઉઘાડો છતાં પણ અધોગતિને માર્ગેજ ઊતાવળા ચાલ્યા જાય છે.

અપવિત્ર મનુષ્યોએ વાપરેલાં અત્તર, પુષ્પમાલા ને ચંદનનો ઉપયોગ કરવાથી ઉપયોગ કરનાર મનુષ્યનું અંતઃકરણ મલિન થાય છે, ને તેની ઇંદ્રિયોમાં અયોગ્ય ચાંચલ્ય ઉપજે છે; અને ગંધતન્માત્રાના અધિષ્ઠાનરૂપ ચેતનને આશરે રહેલા લોકોત્તર સુગંધનો પૂરકવડે મનોમય અનુભવ કર્યા કરવાથી પરિણામે સર્વ દિવ્ય સુગંધના આધારભૂત બ્રહ્મનો સાક્ષાત્કાર થઈ તે મનુષ્ય કૃતાર્થ થાય છે એમ સાંભળ્યા છતાં મનુષ્યોનો મોટો ભાગ અપવિત્ર લૌકિક ગંધથી ઉપરામ થઈ શકતો નથી, ને સર્વ દિવ્ય સુગંધના અધિષ્ઠાનભૂત બ્રહ્મમાં પોતાના મનને સ્થિર સ્થાપવા પ્રયત્ન કરી શકતો નથી એ પણ દુશ્ચેષ્ટિત પ્રમાદનોજ મહિમા છે. આવા મહિમાવાળો પ્રમાદ મારા વૈરીનું કામ કરી રહ્યો છે, છતાં હું તેને મારો વૈરી સમજી શકતો નથી.

લુબ્ધકના (લોધાના–પારધીના) ગીતના ને ઘંટડીઓના શબ્દનું રાગપૂર્વક શ્રવણ કરવામાં પ્રવૃત્ત થવાથી હરણોનું તે લુબ્ધકોને હાથે મોત થાય છે. હાથીદાંતના ને હાથીઓનાં હાડકાંના વેપારીઓનાં માણસોએ હાથીઓવાળા વનમાં ગાળેલા ઊંડા ખાડામાં વચ્ચે લોહનો જાડો ને તીક્ષ્ણ અણીવાળો મોટો શંકુ મજબુત રીતે ખોડી તે ખાડાના ઉપર વૃક્ષોની નાની ડાળીઓ તથા પાંદડાં પાથરી તેના ઉપર રંગીન કાગળની કૃત્રિમ હાથણી તે ખાડામાં તથા તે ખાડાની ઉપરની બાજુએ ખોડેલા ખીલાસાથે દોરડાં બાંધી ઊભી કરેલી હોય છે, તે હાથણીને જોઈ તેને સાચી હાથણી માની તે વનમાં ભમતો કોઈ હાથી તે કૃત્રિમ હાથણીના સ્પર્શની લાલસાને વશ થઇ તેના ભણી દોડતો દોડતો જઇ તે કૃત્રિમ હાથણીનો સ્પર્શ કરતાં તે કૃત્રિમ હાથણીસહિત તે મોટા ઊંડા ખાડામાં જઈ પડી તે શંકુવડે વીંધાઈ મરણ પામે છે. રાત્રિએ દીવાના પ્રકાશથી–રૂપથી–મુગ્ધ થયેલાં પતંગિયાંઓ દીવાના અગ્નિમાં વા કોડિયામાં રહેલા તેલમાં કે ઘીમાં પડી મરણ પામે છે. ઢીમરે બડીશમાં ( લોહકંટકમાં –ગીલમાં ) ભરાવેલા માંસના કે રોટલાના કટકાને ખાવામાટે તેમાં મોઢું નાંખતાં તે બડીશ તે માછલાના જડબામાં ભરાઇ જતાં તે ઢીમર તે માછલાને બહાર કાઢી ફેંકી દેતાં તે માછલું મરણ પામે છે, અને સરોવરમાં કમલના મકરંદનો ગંધ લેવા બેઠેલો ભમરો સાયંકાલ થતાસુધી તે ગંધમાં લુબ્ધ થઇ રહેવાથી ઊડી શકતો નથી, ને સૂર્યાસ્ત થવાથી તે કમલ બીડાઇ જવાથી તે ભમરો તેમાં પૂરાઇ જાય છે, અને તેમાંથી બહાર નીકળી ઊડી શકતો નથી, પછી રાત્રે હાથી ને હાથણીઓ જલ પીવામાટે તે સરોવરમાં આવતાં જે કમલમાં ભમરો પૂરાઇ ગયેલો હોય છે તે કમલસહિત ભમરાને

કોઇ હાથી કે કોઇ હાથણી પોતાની સુંઢવડે પોતાના મુખમાં મૂકી ખાઇ જાય છે, વા તે ભમરાવાળા કમલને પોતાના પગતળે કચરી નાંખે છે. એવી રીતે શબ્દવિષયના રાગથી હરણનું, સ્પર્શવિષયના રાગથી હાથીનું, રૂપવિષયના રાગથી પતંગિયાનું, રસવિષયના રાગથી માછલાનું ને ગંધવિષયના રાગથી ભમરાનું મોત થાય છે એમ પુસ્તકોમાં વાંચ્યા છતાં તથા સજ્જનોદ્વારા સાંભળ્યા છતાં પણ એ પાંચે વિષયોમાં રહેલો ઘાટો રાગ મારા જેવા ઘણા મનુષ્યો ત્યજવાને સમર્થ થઇ શકતા નથી, ને તેનુંજ સેવન કરવા પ્રીતિપૂર્વક ઉદ્યુક્ત રહે છે તે પણ નિર્દય પ્રમાદનોજ મહિમા છે એમ સમર્થ વિદ્વાનો કહે છે, છતાં મારા જેવો મહામૂઢ મનુષ્ય તેને સત્ય ક્યાં માને છે?

તૃણથી બ્રહ્માસુધીનાં પ્રાણીઓનાં શરીરો કાલના ભક્ષ્યરૂપ છે, જે ઉપજ્યું હોય તે અવસ્ય નાશ પામે છે એવો નિયમ છે, મનુષ્યોનાં શરીરો પણ ક્ષણે ક્ષણે પરિણામ પામી વિનાશ પામવાના સ્વભાવવાળાં છે એ લોકપ્રસિદ્ધ વાત છે, છતાં હું મારા શરીરને ક્ષણભંગુર સમજી, સાવધ થઇ, સદાગ્રહપૂર્વક સ્વકર્તવ્યના અનુષ્ઠાનમાં પ્રવૃત્ત થતો નથી એ મારી પ્રમાદપરાયણતાજ છે. દિવસોપછી દિવસો, માસોપછી માસો ને વર્ષોપછી વર્ષો ચાલ્યાં જાય છે, શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણ શિથિલ થતાં અનુભવાય છે, છતાં અચાનક આવી પહોંચનારા ક્રૂર કાલનો એ હમણાં ક્યાં આવનાર છે? એવો મિથ્યા નિશ્ચય રાખી સ્વકર્તવ્યનું પ્રેમપૂર્વક પરિપાલન કરતો નથી એજ એમ સૂચવે છે કે આ જીવાત્મા પ્રમાદરૂપ ઊંડા ગર્તમાં પડેલો છે.

દ્રવ્ય પ્રાપ્ત કરવામાં શરીરાદિને ઘણો શ્રમ પડે છે, અને સ્વધર્મનું ને સદાચારાદિનું પણ દ્રવ્યતૃષ્ણાને વશ થવાથી જોઇએ તેવું પરિપાલન થઇ શકતું નથી, અંતઃકરણને સંતાપ થાય એવા પ્રતિકૂલ

પ્રસંગે દ્રવ્ય મેળવવાની પ્રવૃત્તિ કરનારને પ્રાપ્ત થાય છે, ન કરવા-યોગ્ય તથા મૂર્ખતાભરેલાં કૃત્યો પણ દ્રવ્ય મેળવવાની તૃષ્ણાના વેગમાં તણાતા મનુષ્યો કરે છે, અતિપ્રયત્ને માંડમાંડ મેળવેલું દ્રવ્ય સાચવવા-માં પણ શારીરિક શ્રમ ને ચિંતા વેઠવાં પડે છે, દ્રવ્યનો વ્યય કરવા-ના પ્રસંગમાં મન ખેદાનુભવ કરે છે, અને જો તે દ્રવ્યનું ચોર, રાજા કે દુર્જનો હરણ કરે વા અગ્નિ કે જલાદિથી તેનો નાશ થાય તો તે મનુષ્યના મનને અત્યંત ખેદ થાય છે. એવી રીતે અર્થ (સુખ કરનાર) એવા નામને ધારણ કરનાર દ્રવ્ય મનુષ્યને પ્રાયશઃ સુખ કરનાર થતું નથી, પણ અનર્થરૂપજ (દુઃખ આપનારજ) થાય છે, છતાં હું પરમાર્થની પ્રાપ્તિનાં શુભ સાધનોનો પરિત્યાગ કરી અનર્થરૂપ અર્થની પ્રાપ્તિ કરવામાં ને તેનું રક્ષણ કરવામાંજ રચ્યોપચ્યો રહું છું એ પ્રમાદરૂપ વેતાલથી હું પકડાઇ ગયેલો છું એમજ જણાવે છે.

અહીં કોણ કોનું છે? કોઇ કોઇનું નથી. પ્રારબ્ધકર્મથી માણસો-નો પરસ્પર સંબંધ થાય છે, ને પ્રારબ્ધકર્મની સમાપ્તિ થયે તે સૌ પૃથક્ થઈ જાય છે. નૌકામાં ને આગગાડીમાં ભિન્ન ભિન્ન સ્થલથી આવેલાં ને ભિન્ન ભિન્ન સ્થલે જનારાં માણસોમાંથી કોણ કોનું સાચું સગું છે? સાગરમાં, નદીઓમાં ને તળાવોમાં રહેતાં જલચરોમાં તથા વનોમાં ને પર્વતોમાં રહેતાં પશુપંખીઓમાં કોણ કોનું સાચું સગુંવહાલું છે? વસ્તુતાએ પિતા, માતા, ભાઇ, બ્હેન, સ્ત્રી, પુત્ર, પુત્રી અને બીજાં સગાંઓ મારાં નથી, અને હું તેમાંના કોઇનો નથી. જેણે સંન્યસ્ત ગ્રહણ કર્યું છે એવો દ્વિજ જેમ પોતાનાં પૂર્વનાં સગાંઓને "**न मे कश्चित् नाहं कस्यचित्**" (હવે કોઈ મારું નથી, ને હું કોઇનો નથી,) આવું જે વચન તેમનાથી દૂર જતી વેલા સંભળાવે છે તેજ સર્વદા સત્ય છે, છતાં હું સગાંવહાલાંઓપરના પ્રેમરૂપી બેડીમાં

બંધાઈ જાણે મારે મારા જીવાત્માનું કાંઇજ ભાવિ હિત કરવાનું ન હોય, ને આ સગાંવહાલાંઓનુંજ દાસત્વ કરવાનું હોય એમ વર્તું છું એજ મારું પ્રમાદપ્રતિ દાસત્વ સૂચવે છે.

સ્ત્રીની, પુરુષની, દ્રવ્યની, બહારના ભૂમિગૃહવસ્ત્રાદિ પદાર્થોની ને જીવવાની તૃષ્ણાથી ભૂતકાલમાં કોણ તૃપ્ત થયું હતું? વર્તમાનમાં કોણ તૃપ્ત થાય છે? ને ભવિષ્યમાં કોણ તૃપ્ત થશે? એ પ્રમાણપૂર્વક કોનાથી દૃઢ કહી શકાય એમ છે? એ પ્રાણિપદાર્થની તૃષ્ણાને વશ થયેલાં કોઈ અજ્ઞાની માણસો પૂર્વે ધરાયાં નહોતાં, વર્તમાનમાં તે ધરાતાં હોય એમ જણાતું નથી, ને ભવિષ્યમાં પણ તે ધરાવાનાં નથી એ સંદેહરહિત વાત છે. અગ્નિ જેમ હવિષ્થી ધરાય નહિ, ને સમુદ્ર જેમ નદીઓના જલથી ધરાય નહિ તેમ ભસ્મકરોગને વશ થયેલા મનુષ્યોના જેવા અજ્ઞાની મનુષ્યો પૂર્વોક્ત પ્રાણિપદાર્થના લાભથી ધરાતા નથી, ને એની તૃષ્ણાથી નિરંતર તપ્યા કરે છે એમ મહાપુરુષોદ્વારા સાંભળવાથી ને શાસ્ત્રોમાં વાંચવાથી કાંઇક અંશે જાણતાં છતાં પણ એ પ્રાણિપદાર્થની તૃષ્ણારૂપ મગરોથી સુદૃઢ પકડાયેલો હું તે મગરોને મનમાંથી કાઢી દૂર ફેંકી દેતો નથી, અને અંતરાત્માથી અભિન્ન ને સર્વદા પરમાનંદરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવારૂપ મારા કર્તવ્યનું વિસ્મરણ કરી એ અનિત્ય વિષયોમાંજ લુબ્ધ થઇ રહેવારૂપ અકર્તવ્યનું સેવન કરી રહ્યો છું તે મારું પ્રમાદપ્રતિનું ગર્ભદાસત્વ નહિ તો બીજું શું કહેવાય?

પોતાના નિવાસસ્થાનને પવિત્ર રાખવું, પોતાના ઘરમાંનાં પુસ્તકો, વાસણો ને બીજા પદાર્થો પવિત્ર રાખવાંરખાવવાં, પોતાનાં વસ્ત્રો સ્વચ્છ રાખવાં, પોતાનાં સગાંઓનાં વસ્ત્રો સ્વચ્છ રખાવવાં, પોતાનું શરીર પવિત્ર રાખવું, પોતાનાં સગાંઓનાં શરીરો સ્વચ્છ

રખાવવાં, પોતાના શરીરના અવયવો સ્વચ્છ રાખવા, ને પોતાની કર્મેન્દ્રિયોના તથા જ્ઞાનેન્દ્રિયોના વ્યવહાર શુદ્ધ રાખવા આવું મારું સ્થૂલ છતાં પરમાર્થનાં સાધનોના આરંભસમયમાં ઉપકારક થતું કર્તવ્ય સેવવામાં પણ હું પ્રમાદને વશ વર્તી સાવધ રહેતો નથી ત્યારે મને સ્વકર્તવ્યનિષ્ઠ સજ્જનો પ્રમાદદાસવિના બીજી કઈ સારી ઉપમા આપે ?

બહારના દશ્ય વિષયોનાજ દાસરૂપ થઇ રહેલું, બહારના અનુકૂલ માનેલા પ્રાણિપદાર્થોના લાભથી ને તેના સેવનથી પોતાને કૃતાર્થ માની પડી રહેલું, સગાંવહાલાંઓને ને દ્રવ્યને પોતાનું સર્વસ્વ માની તેમાં મૂર્ચ્છિત થયેલું, સગાંવહાલાંનું પોષણ કરવામાં ને તેમને લાડ લડાવવામાંજ પોતાને કૃતાર્થ માની બેઠેલું, અને પોતાના સંબંધવાળા સ્થૂલશરીરને પુષ્ટ ને સુશોભિત બનાવવામાં સર્વદા તત્પર રહેનારું આ મન કર્તવ્યપરાયણતાવડે જ્યાંસુધી પ્રમાદનો પરાજય કરી તેનો નિગ્રહ ન કરી શકે ત્યાંસુધી મને ચિત્તની પ્રશાંતવાહિતાનામની સ્થિતિવડે અનુભવવાયોગ્ય પરમાનંદ શી રીતે અનુભવાય ?

ખેડુત જો સાવધાનતા રાખી ખેતી ન કરે તો તે ખેતીદ્વારા અન્નાદિ પદાર્થો પ્રાપ્ત કરી શકે નહિ, વ્યાપારી જો સાવધાનતા-પૂર્વક વ્યાપાર ન કરે તો તે વ્યાપારદ્વારા દ્રવ્યનો લાભ મેળવી શકે નહિ, ભિન્ન ભિન્ન શાખામાં નોકરી કરતો નોકર જો પ્રમાદનો પરિ-ત્યાગ કરી સાવધાનતાપૂર્વક નોકરી ન કરે તો તે પોતાની પ્રાપ્ત નોકરી-દ્વારા કે બીજી નવી નોકરીદ્વારા દ્રવ્યનો લાભ પ્રાપ્ત કરી શકે નહિ, અને વકીલ તથા દલાલ આદિ બીજા ધંધાદારીઓ પણ જો પોતપોતાનું પ્રાપ્ત કામ પ્રમાદનો પરિત્યાગ કરી સાવધાનતાવડે ન કરે તો તે પણ પોતપોતાના ધંધાવડે દ્રવ્યનો લાભ મેળવી શકે નહિ. આમ વ્યવહાર-ના પ્રત્યેક કામમાં યશનો ને દ્રવ્યનો લાભ પ્રાપ્ત કરવા મનુષ્યને

પ્રમાદનો પરિત્યાગ કરી સાવધાનતા સેવવી પડે છે. કોઈ પણ મનુષ્ય જો પોતાના પ્રાપ્તવ્યવહારમાં પ્રમાદી રહે તો તેને વ્યાવહારિક સુખ ભોગવવાનો અધિકાર રહેતો નથી તેમ મારા જેવા પ્રમાદી મનુષ્યો જેઓ પોતાનું પારમાર્થિક સાધન સાવધાનતાપૂર્વક ન કરતા હોય તેમને પણ શાશ્વતી શાંતિ ને શાશ્વત સુખનો ઉપભોગ કરવાનો અધિકાર શી રીતે પ્રાપ્ત થાય? નજ થાય. પ્રમાદપરાયણ મનુષ્યને સાવધાનતાપરાયણ મનુષ્યના જેવી ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવાનો લેશ પણ અધિકાર હોઇ શકે નહિ એ વાત સ્પષ્ટજ છે.

સૂર્ય, નક્ષત્રો, અન્ય તારાઓ, ગ્રહો, ઉપગ્રહો ને સમુદ્ર પ્રમાદનો પરિત્યાગ કરી જો સર્વદા સાવધાનતાપૂર્વક પોતપોતાનું કર્તવ્ય કર્યા કરે છે તો લોકો તેમને દેવ સમજે છે, એવી રીતે જો હું મારા વ્યવહારપરમાર્થના નાનામોટા સર્વ કર્તવ્યમાં અપ્રમાદી–સાવધાન–રહું તો મારાં સર્વ કર્તવ્યો નિર્દોષ થાય, ને તેથી લોકો મને દેવતુલ્ય માન આપે એમાં કાંઇ શંકા રાખવાજેવું જણાતું નથી. આવી રીતે જો માણસ પ્રમાદનો પરિત્યાગ કરી સ્વકર્તવ્યમાં જાગૃતિ સેવે તો તે દેવસમાન માન પામે, અને જો માણસ પોતાના કર્તવ્યમાં પ્રમાદી રહે તો તે પશુસમાન ગણાઇ અપમાન પામે એમ જાણતાં છતાં પણ હું મારા નાનામોટા પ્રત્યેક કામમાં પૂરતી જાગૃતિ સેવતો નથી એજ મારા દુઃખદ દુર્ભાગ્યની વાત છે.

બાલ્યાવસ્થામાં, કિશોરાવસ્થામાં, યુવાવસ્થામાં, પ્રૌઢાવસ્થામાં ને વૃદ્ધાવસ્થામાં સર્વ પુરુષોએ તથા સર્વ સ્ત્રીઓએ પોતપોતાના અભ્યુદયમાટે તથા નિઃશ્રેયસમાટે પ્રમાદનો પરિત્યાગ કરી પોતપોતાનું વ્યાવહારિકપારમાર્થિક કર્તવ્ય સાવધાનતાપૂર્વક કરવું જોઇએ એમ મને સમજાય છે, છતાં હું મારા પ્રાપ્તવ્યવહારનાં કામોમાં તથા પરમાર્થ-

નાં સાધનોમાં પ્રમાદનો પરિત્યાગ કરી પૂરતી સાવધાનતાથી વર્તતો નથી એજ મારા મનની નબળાઇ જણાવે છે.

મનુષ્ય જો પોતાની પ્રકૃતિસ્થિતિનો પૂરો વિચાર કરી પોતાનો પ્રાપ્તવ્યવહાર ઉદ્યોગી ને પ્રામાણિક રહી સાવધાનતાપૂર્વક કર્યા કરે તો તેના તે પુણ્યકર્મનો જેમ જેમ પરિપાક થતો જાય તેમ તેમ તે મનુષ્યને દ્રવ્યની ને યશની પ્રાપ્તિ થતી જાય એટલુંજ નહિ, પણ તેવા શુદ્ધ વ્યવહારના સેવનવડે તેનું અંતઃકરણ પણ બહારના વિષયોના ઘાટા રાગથી રહિત થવારૂપ શુદ્ધિને પ્રાપ્ત કરે, ને તેમ કરી પરમાર્થમાં આગળ વધવાની તેને અનુકૂલતા કરી આપે. આવી રીતે પરમાર્થમાં ઉપયોગી જે અંતઃકરણની શુદ્ધિ તે સાવધાનતાપૂર્વક પોતાનો પ્રાપ્તવ્યવહાર કરવાથી પ્રાપ્ત થાય છે એમ સજ્જનો કહે છે, છતાં હું મારો પ્રાપ્તવ્યવહાર જાણે ઉંઘતાં ઉંઘતાં કરતો હોઉં એમ જણાય છે, તો તે પ્રાપ્તવ્યવહારના સેવનવડે મારે વ્યાવહારિક લાભની ને અંતઃકરણની શુદ્ધિની આશા કેવી રીતે રાખવી ?

સ્નાન, સંધ્યા, જપ, હોમ, બ્રહ્મયજ્ઞ–સ્વાધ્યાય–અર્થસહિત શાસ્ત્રાધ્યયન, તર્પણ, પરમાત્માનું પૂજન, વૈશ્વદેવ, અતિથિનો સત્કાર, આસન, પ્રાણાયામ ને પ્રત્યાહાર જે અંતઃકરણની શુદ્ધિનાં શાસ્ત્રોક્ત સાધનો છે તે સાધનોનું જો સાવધાનતાપૂર્વક સમજીને સેવન કરવામાં આવે તોજ તે કર્મ કરનારો મનુષ્ય પોતાના અંતઃકરણની શુદ્ધિ કરવા ભાગ્યશાલી થાય, પણ જો તે વેઠે પકડાયેલા મનુષ્યની પેઠે સાવધાનતા રાખ્યા વિના તે કર્મો કરે તો તેથી તે પોતાના અંતઃકરણની શુદ્ધિ નજ કરી શકે. ભટકતે મને અસાવધાનપણે કરેલાં સંધ્યાદિ નિત્યકર્મો પોતપોતાનું શુભ ફલ ઉપજાવવા સમર્થ નજ થાય એ દેખીતી વાત છે. હું તો જનોઈ કુંચીઓ કે દાંતખોતરણી બાંધવા-

મારે તથા બરડો ખંજોળવામાટે છે એમ જાણતો હોઉં એમ વર્તું છું, પણ તેમાં (જનોઈમાં) સામાન્ય દેવોનું ને પરમાત્માનું આવાહન કરી તેમને સ્થાપન કરેલા છે એમ સમજતો હોઉં એમ જણાતું નથી. વળી એ જનોઇને કેવા કર્મમાં ડાબે ખભે રાખવી, કેવા કર્મમાં જમણે ખભે રાખવી, તથા કેવા કર્મમાં કંઠમાં માલાની પેઠે રાખવી એ વિવેક પણ હું પ્રમાદને વશ થયેલો હોવાથી જાણતો નથી, ને તેના અજ્ઞાનથી તેનું પરિપાલન પણ કરતો નથી. જનોઇ પહેર્યા વિના લગ્ન થઈ શકે નહિ માટેજ પરણ્યા પહેલાં સૂત્રના તાંતણા દ્વિજના બાલકના ખભાપર નાંખવા જોઇએ એમ સમજી મારાં માતાપિતાદિએ તે તાંતણા ધારણ કરાવ્યા હશે એમ મને સમજાય છે. જ્યાં શ્રૌત-સ્માર્તકર્મના સાધનભૂત જનોઇના સ્વરૂપનું પણ મને જોઇએ તેવું ભાન નથી ત્યાં મને બીજાં શાસ્ત્રોક્ત કર્મનું યથાયોગ્ય ભાન શી રીતે હોઇ શકે ? ઓ ભયંકર પ્રમાદ ! તેં મને બહુ ઠગ્યો છે.

કોઇ પણ લૌકિક વા શાસ્ત્રીય કર્મો જો પ્રમાદનો પરિત્યાગ કરી વિધિપૂર્વક કરવામાં આવે તોજ તે કર્મો પોતપોતાના સેવનવડે ઉદય થવાયોગ્ય ફલને આપવા સમર્થ થાય, પણ પ્રમાદને વશ થઇ જો ગમે તેવી રીતે તે કર્મો કરવામાં આવે તો તે કર્મોના સેવનવડે ઇચ્છિત ફલનો ઉદય ન થાય એટલુંજ નહિ, પણ પ્રમાદને લીધે ભૂલવાળું થયેલું તે કર્મ કવચિત્ દુઃખરૂપ ફલ પણ આપે. આવો નિયમ છતાં હું બંને પ્રકારનાં કર્મો કરવામાં પૂરતી જાગૃતિ રાખતો નથી એજ મારું પ્રમાદપરાયણપણું છે.

પરમાત્માના ગુણાદિનું શ્રવણ, તેમના મહિમાનું કીર્તન, તેમનું સ્મરણ, તેમના ચરણકમલનું સેવન, તેમનું પૂજન, તેમને વંદન, તેમનું દાસત્વ, તેમનો સખાભાવ ને પોતાનું જે માન્યું હોય તે સર્વેનું શુદ્ધભાવથી તેમને

નિવેદન એ પરમાત્માની નવધા ભક્તિમાંની એક પણુ ભક્તિ મારા અંતઃકરણુને પરમાત્મામાં પરમપ્રેમવાળું કરીને તથા આ મારું મોટામાં મોટું આવશ્યક કર્તવ્ય છે એમ સમજીને હું નિત્ય સાવધાનતાપૂર્વક કરતો નથી ત્યારે પરમાત્માની કૃપા મારા ઉપર કેવી રીતે થાય ? ને પરિણામે મને તેમની અનન્યભક્તિની પ્રાપ્તિ પણ કેવી રીતે થઇ શકે ? સાવધાનતા રાખી યોગ્ય પ્રયત્ન કર્યા વિના તેમાંની એકે ભક્તિ શી રીતે પરિપાક પામે ? ને પોતાના પરિપાકથી પ્રાપ્ત થવાયોગ્ય ફલ પણુ મને તે શી રીતે આપે ?

પોતાના ઇષ્ટદેવને જલવડે સ્નાન કરાવવું, વા આચમનીમાં જલ લઈ પોતાના ઇષ્ટદેવને સ્નાન કરાવવાની ભાવનાપૂર્વક તે જલને આચમનીમાંથી દેવના સમીપમાં નીચે મૂકવું, પોતાના ઇષ્ટદેવને ચંદન, પુષ્પ, ધૂપ, દીપ ને નૈવેદ્યાદિ સમર્પણ કરવાં, પોતાના ઇષ્ટ-દેવને આરતી ઊતારવી, તેમને પ્રદક્ષિણા કરવી, તેમને સાષ્ટાંગદંડવત્-પ્રણામ કરવા, તેમની સ્તુતિ કરવી, અને તેમના મૂલમંત્રનો જપ કરવો એ સર્વ કર્મો જો પ્રમાદનો પરિત્યાગ કરી સાવધાનતાપૂર્વક કરવામાં આવે તોજ તે ઇષ્ટદેવનો અનુગ્રહ પ્રાપ્ત કરવાના હેતુભૂત થાય, પણુ જો તેમાં જોઈતી સાવધાનતા સેવવામાં ન આવે, અર્થાત્ દેવને સ્નાન કરાવવાનું જલ ડાબે હાથે લાવવામાં આવે, વા ડાબો હાથ અડાડયા વિના એકલે જમણે હાથે તે સ્નાનનું જલ દેવને સ્નાનમાટે અર્પણુ કરવામાં આવે, વા સ્નાનમાટે મલિન જલ વાપરવામાં આવે, ચંદન પવિત્ર ઓરસીઆપર પવિત્ર જલવડે પવિત્ર હાથથી પવિત્ર સુખડ ઘશીને ઊતારવામાં ન આવે, દેવને ચઢાવેલા ચંદનમાંથી આંગળીઓપર અવશેષ રહેલું ચંદન પોતાને કપાલે લગાડી પુનઃ હાથ ધોયા વિના

તેજ હાથે પુષ્પો લઈ તે દેવને ચઢાવવામાં આવે, મલિન પાત્રમાં મલિન ધૂપ કરવામાં આવે, ઊતરતા ને જંતુવાળા ઘીનો દીવો કરવામાં આવે, કોઈ પણ નિમિત્તે ઘરમાં વપરાતી ખાંડનું કે સાકરનું નૈવેદ્ય કરવામાં આવે, દેવના ડાબા હાથભણીથી આરતી ઊતારવામાં આવે, પોતાનો ડાબો હાથ દેવભણી રહે એમ પ્રદક્ષિણા કરવામાં આવે, ને વિધિવત્ પ્રણામ કે જપ કરવામાં ન આવે તો એ ભટકતે મને પ્રમાદયુક્ત કરેલું દેવપૂજન મને યોગ્ય ફલ નજ આપી શકે તે સ્પષ્ટજ છે, છતાં હું મારા ઇષ્ટદેવનું પૂજન કરતી વેલા જોઇએ તેવી સાવધાનતા સેવતો નથી એ બહુ ખેદની વાત છે.

યમ, નિયમ, આસન, પ્રાણાયામ ને પ્રત્યાહાર એ યોગનાં બહિરંગસાધનો અને ધારણા, ધ્યાન ને સમાધિ આદિ યોગનાં અંતરંગસાધનો જો સાવધાનપણે સેવવામાં આવે તોજ તે પોતાના પરિપાકવડે ઉત્પન્ન થનારું ફલ યોગાભ્યાસીને આપી શકે, પણ જો સાવધાનતા નહિ રાખી ગાફલપણે તે કરવામાં આવે તો તે પોતાના પરિપાકવડે ઉપજનારું ફલ મને કે બીજાને કેવી રીતે આપે?

વિવેક, વૈરાગ્ય, શમ, દમ, શ્રદ્ધા, સમાધાન, ઉપરામ ને તિતિક્ષા એ છ સંપત્તિ ને મુમુક્ષુતા એ મુમુક્ષુના અંતઃકરણમાં વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરવાની યોગ્યતા ઉપજાવનારાં ચાર સાધનો જો હું સાવધાનતા સેવી પ્રાપ્ત ન કરું તો હું વેદાંતશાસ્ત્રનું યથાયોગ્ય શ્રવણ કરવાનો અધિકારી શી રીતે થઇ શકું? અને વેદાંતશાસ્ત્રનું શ્રવણ, વેદાંતશાસ્ત્રનું મનન ને વેદાંતશાસ્ત્રપ્રતિપાદ્ય બ્રહ્મનું ચિંતન વા વિચાર પણ જો પ્રમાદનો પરિત્યાગ કરી સાવધાનતાપૂર્વક ન કરું તો મને બ્રહ્મસાક્ષાત્કાર પણ શી રીતે થઇ શકે?

ભૂત, વર્તમાન ને ભાવી એવા બ્રહ્મજ્ઞાનના ત્રણ પ્રતિબંધ

સંભળાય છે. જેમ મણિ, મંત્ર કે ઔષધિથી પ્રતિબંધ પામેલો અગ્નિ દાહ થઈ શકે એવી વસ્તુનો દાહ કરી શકતો નથી તેમ ઉપર કહેલા ત્રણ પ્રતિબંધોમાંનો જો એક પણ પ્રતિબંધ વિદ્યમાન હોય તો તે વેદાંતનું શ્રવણાદિ કર્યા છતાં પણ મુમુક્ષુને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થવા દેતો નથી. પૂર્વે તીવ્ર રાગથી ભોગવેલા વિષયોની અંતઃકરણમાં રહેલી વાસના તે ભૂતપ્રતિબંધ કહેવાય છે. આ ભૂતપ્રતિબંધ મુમુક્ષુ જ્યારે શ્રવણમનના-દિમાં જોડાય ત્યારે તેના મનને શ્રવણાદિના વિષયમાં સ્થિર નહિ થવા દેતાં પૂર્વે ભોગવેલા વિષયોને આકારે પરિણામ પમાડ્યા કરે છે તેથી તેનું મન બ્રહ્માકાર થઈ શકતું નથી. વર્તમાનપ્રતિબંધ ચાર પ્રકારના કહેવાય છે, બુદ્ધિનું મંદપણું, લૌકિક ને અલૌકિક વિષયોમાં ધાટી પ્રીતિ, શ્રુતિ ને સ્મૃતિથી વિરુદ્ધ તર્કો કરવાનો સ્વભાવ ને દેહાદિમાં આત્માનો ને પ્રતીત થતા જગતમાં સત્યપણાનો નિશ્ચય. જ્યાંસુધી આ ચાર વર્તમાનપ્રતિબંધમાંનો કોઇ એક પણ વર્તમાનપ્રતિબંધ વિદ્યમાન હોય ત્યાંસુધી મુમુક્ષુના અંતઃકરણની સૂક્ષ્મતા ને સ્થિરતાને અભાવે તેને બ્રહ્મસાક્ષાત્કાર થઈ શકતો નથી. ભાવી પ્રતિબંધ હજારો મુમુક્ષુઓમાં-થી કોઇ એક મુમુક્ષુનેજ હોય છે, ને તે એ જન્મમાં ઉપાયથી દૂર થઇ શકતો નથી માટે તે વિષે મારે વિચાર કરવાની આવશ્યકતા નથી, પણ હું વેદાંતના શ્રવણાદિ–ઉપરાંત વિવેક, વૈરાગ્ય, શમ ને દમનું સેવન કરવામાં સાવધાનતા ન રાખું તો મારો ભૂતપ્રતિબંધ શી રીતે નિવૃત્ત થાય ? ને મને બ્રહ્મનો સાક્ષાત્કાર પણ કેવી રીતે થાય ? વળી જો હું મારા સદ્‌ગુરુની તથા સત્પુરુષોની સેવાવડે તથા તેમના ઉપદેશના આદરપૂર્વક વારંવાર શ્રવણવડે મારી બુદ્ધિની મંદતા વા સ્થૂલતા દૂર ન કરું, જો વિષયોમાં રહેલા દીર્ઘકાલના અનુરાગને વિવેક, દશ્ય વિષયોમાં દોષદર્શન, મનોનિગ્રહ ને ઇંદ્રિયનિગ્રહવડે દૂર

ન કરું, જો વેદાંતસિદ્ધાંતના મનનવડે મારા મનના કુતર્કોને દૂર ન કરું, અને જો બ્રહ્મવિચારવડે વા બ્રહ્મધ્યાનવડે મારા શરીરાદિમાં રહેલી આત્માની ભ્રાંતિને તથા જગતમાં રહેલી સત્યપણાની ભ્રાંતિને દૂર ન કરું તો હું શી રીતે બ્રહ્મનો દઢ સાક્ષાત્કાર કરી કૃતાર્થ થઇ શકું ? આ ભૂતપ્રતિબંધને તથા વર્તમાનપ્રતિબંધોને દૂર કરવા હું પ્રયત્ન સેવતો નથી એજ મારો મોટામાં મોટો પ્રમાદ છે.

પરમાત્માની, સતશાસ્ત્રની ને મારા સદ્ગુરુની હિતકર આજ્ઞાઓનું જો હું ઘણામાં ઘણી સાવધાનતા રાખીને પરિપાલન કરું તોજ હું પરમાર્થનાં સાધનોનું સેવન કરી કૃતાર્થ થઇ શકું, પણ જો હું ગાફલ રહું તો હું શી રીતે કૃતાર્થ થઇ શકું ?

હે દયાસાગર સદ્ગુરો ! લૌકિક ને શાસ્ત્રીય કર્મોમાં મોટા વિઘ્નરૂપ આ પ્રમાદનો સંપૂર્ણ નાશ કરવાનું બલ આ હૃદયમાં આવિર્ભાવ પમાડવા અનુગ્રહ કરો.

એ પ્રમાણે પ્રમાદનો ત્યાગ કરવામાટે કરવાયોગ્ય શ્રેયોભાવના પૂરી થઇ. ૨

## ૩ દીર્ઘસૂત્રતાને દૂર કરવાની શ્રેયોભાવના

દીર્ઘસૂત્રતાનામનો દોષ જેમના અંતઃકરણમાં હોય તેમણે નીચે જણાવેલી વા તેને અનુસરતી હોય એવી શુભ ભાવનાઓ પોતાના અંતઃકરણમાંથી આવશ્યક કર્મોને લંબાવવાના સ્વભાવરૂપ દીર્ઘસૂત્રતાને દૂર કરવામાટે આદરપૂર્વક કરવી જોઇએ.

જો હું નોકરી કરું છું તો મારે મારી નોકરીના અંગે જે જે અગત્યનાં કામો કરવાનાં હોય તે સર્વ કામો મારે સમયસર ને ઉત્તમપ્રકારે કરવાં જોઇએ. નોકરીને લગતું જે અગત્યનું કામ સ્થિરમને કરવાથી માત્ર એક

કલાકમાં થઈ શકે એવું હોય તે કામ જો હું દશ કલાકમાં પણ પૂરું ન કરું, જે અગત્યનું કામ સ્થિરમને કરવાથી માત્ર એક દિવસમાં થઈ શકે એવું હોય તે કામ જો હું પંદર દિવસમાં પણ પૂરું ન કરું, ને જે કામ પંદર દિવસમાં કે એક માસમાં સુખપૂર્વક પૂરું થાય એમ હોય તે કામ જો હું દીર્ઘસૂત્રતાને વશ થઇ છ માસમાં કે વર્ષમાં પણ પૂરું ને સારું ન કરી શકું, ને ઉપરિ વારંવાર સ્મરણ આપે ત્યારે માંડમાંડ હું મારું કામ કરું તો હું નોકરીવડે વિશેષ પગાર મેળવવા તથા પ્રતિષ્ઠામાં વધારો કરવા કેવી રીતે સમર્થ થઈ શકું ?

જો મારું કામ આગળઉપર પણ મારેજ કરવાનું છે તો હું મારું પ્રાપ્ત કર્તવ્ય કર્મ ઉમંગ લાવીને આજેજ શામાટે ન કરું ? મારાં પૂર્વકર્મોના સંસ્કારોથી જે બુદ્ધિ મને પ્રાપ્ત થઇ છે તે બુદ્ધિના સામર્થ્યાનુસારજ મારાથી મારું કામ થઈ શકે એમ છે, કોઈ અન્ય મનુષ્યની કે કોઇ દેવની બુદ્ધિ મને પ્રાપ્ત થવાની નથી તો મારે આજેજ પરમાત્માનું સ્મરણધ્યાન કરી મારે કરવાનું કામ મારાથી જેવું થઇ શકે તેવું મારી બુદ્ધિને સ્થિર રાખીને કરી નાંખવું જોઇએ. કાલ કરીશ, પરમદિવસ કરીશ, પેલે દિવસ કરીશ એવા વિચાર કરી મારે મારા કામને ધાલી મૂકવું નજ જોઇએ. કાલનો છેડો આવતો નથી, ને પ્રાણીઓનું અચાનક હનન કરવા તેની પછવાડે નિરંતર ફર્યા કરતો કાલ આવી પહોંચે છે, ને મનુષ્યે કરવા ધારેલું કામ કરવું બાકી રહી જાય છે માટે મારે મારું અગત્યનું કોઇ પણ કામ દુષ્ટ દીર્ઘસૂત્રતાને વશ થઇને રાખી મૂકવું નજ જોઇએ.

જો હું વ્યાપાર કરું છું તો મારે વેચવાના પદાર્થો વેચવામાં ને વેચાતા લેવાના પદાર્થો વેચાતા લેવામાં લગારે દીર્ઘસૂત્રી નજ થવું જોઇએ, પણ વેચવાના પદાર્થો જો ભાવ સારો આવતો હોય, તથા

આગળ જતાં ભાવ ઘટવાનો સંભવ જણાતો હોય, તો મારે સમયસર વેચી નાંખવા જોઇએ, ને વેચાતા લેવાયોગ્ય પદાર્થો જો સોંઘા મળતા હોય, ને તે પદાર્થોનો ભાવ આગળ જતાં વધવાનો સંભવ જણાતો હોય, તો તે પદાર્થો મારે વેલાસર વેચાતા લઇ લેવા જોઇએ. વેચવાના પદાર્થો પછી વેચીશ, ને વેચાતા લેવાના પદાર્થો પછી વેચાતા લઇશ એવા વિચારને વશ થઈ રહેવાથી લાભ મેળવી શકાતો નથી, પણ બહુધા હાનિજ ભોગવવી પડે છે.

જે વ્યાપારી સાવધાનતાપૂર્વક દેશનો, કાલનો, સ્વસ્થિતિનો તથા વ્યાપારના પદાર્થોની છતનો ને માગણીનો વિચાર કરી પોતાના વ્યાપારનું–પદાર્થો વેચવાનું તથા પદાર્થો વેચાતા લેવાનું–કામ શીઘ્ર કરે છે તેના ઉપર પ્રાયશઃ લક્ષ્મી અનુગ્રહ કરે છે, પણ દીર્ઘસૂત્રી મનુષ્યપર પ્રાયશઃ લક્ષ્મી અનુગ્રહ કરતી નથી.

જો હું ખેતી કરતો હોઉં તોપણ મારે મારા ખેતીના પ્રત્યેક કામમાં શીઘ્રકારી થવું જોઇએ, ચિરકારી એટલે દીર્ઘસૂત્રી નજ થવું જોઇએ. ભૂમિ ખેડવાના સમયમાં મારે મારાં ખેતરો સારી રીતે ખેડી નાંખવાં જોઇએ, અન્નાદિ વાવવાનો સમય પ્રાપ્ત થયે તે અન્નાદિનાં સારાં બીજો વાવવાં જોઇએ, નિંદવાનો સમય પ્રાપ્ત થયે ઊગેલા મોલમાંથી જે નિંદવાયોગ્ય હોય તે સર્વ નિંદી નાંખવું વા નિંદી નંખાવવું જોઇએ, અને લણવાનો, કાપવાનો કે વીણવાનો સમય પ્રાપ્ત થયે તે લણવું, કાપવું કે વીણવું જોઇએ. પછી ખેડીશ, પછી વાવીશ, પછી નિંદીશ વા નિંદાવીશ, અને પછી લણવા આદિનું કામ કરીશ એમ બોલ્યા કરતો વા વિચાર કર્યા કરતો જો હું દીર્ઘસૂત્રી રહું તો ખેતીદ્વારા મને કાંઇ પણ વ્યાવહારિક લાભ ન થાય, ને હું દરિદ્રીજ રહું. વરસાદ, સૂર્ય ને વાયુ જો પોતપોતાના કામમાં દીર્ઘસૂત્રતા કરે તો મનુષ્યાદિને

કેટલી બધી પીડા થાય ? જો તેઓ પોતપોતાના કામમાં દીર્ઘસૂત્રતા સેવતા નથી તો મારે પણ મારા ખેતીના કામમાં લગારે દીર્ઘસૂત્રતા નજ સેવવી જોઇએ.

જો હું વકીલાતનું, દલાલીનું, લેખકનું, છાપખાનાનું, સામયિક પત્રો કાઢવાનું, વિદ્યાભ્યાસનું, દરજીનું, સૂતારનું, કડીઆનું કે બીજું કોઇ પણ કામ કરતો હોઉં તોપણ મારે મને પ્રાપ્ત થયેલું કામ સમજીને સારું ને ઊતાવળે કરવું જોઇએ, દીર્ઘસૂત્રતાને વશ થઇને તે રાખી નજ મેલવું જોઇએ. દીર્ઘસૂત્રી મનુષ્યનો અધઃપાત થાય છે એમ સમજી મારા અંતઃકરણમાં રહેલા તમોગુણથી ઉત્પન્ન થતી દીર્ઘસૂત્રતાને "શુભ કામ તુરત કરવું" એ લોકકથનને અનુસરી સારું કામ તુરત કરવાના સ્વભાવવડે મારે દૂર કરવી જોઇએ.

જેમ આજીવિકાને માટે કરવામાં આવતા કોઈ પણ ધંધામાં દીર્ઘસૂત્રી થવું એ લાભકર નથી, પણ હાનિકર છે તેમ જો હું મારા ગૃહવ્યવહારમાં તથા સગાંવહાલાંઓપ્રતિના કર્તવ્ય કર્મમાં દીર્ઘસૂત્રી થઉં તો તેમાં પણ મને ને તે કામની સાથે જેમનો સંબંધ રહેલો હોય તેમને હાનિજ થાય, લાભ નજ થાય. ઘરમાં અન્નવસ્ત્રાદિ લાવવામાં ને સગાંવહાલાંઓને ત્યાં આવેલા વ્યવહારમાં શુભાશુભ ગણાતા પ્રસંગોમાં જો હું દીર્ઘસૂત્રી થઉં તો તેનું સારું પરિણામ નજ આવે એ સ્પષ્ટ સમજી શકાય એમ છે.

જેમ પુરુષોએ પોતપોતાના કર્તવ્ય કર્મમાં દીર્ઘસૂત્રી થવું ઉચિત નથી તેમ જો હું સ્ત્રી હોઉં તો સ્ત્રીશરીરધારી મારે પણ મારા નાના-મોટા સર્વ પ્રકારના ગૃહવ્યવહારોમાં લેશ પણ દીર્ઘસૂત્રી થવું ઉચિત નથી. દળવું, સંઝનારી કાઢવી, વાસણ માંજવાં, સ્નાન કરવું, પૂજ્ય જનોને તથા બાલકોને સ્નાન કરાવવું, તેમને જોઇતી સામગ્રી આપવી,

પ્રભુસ્મરણુ કરવું, પાણી ભરવું, રસોઈની સઘળી તૈયારી કરવી, પવિત્રપણે રસોઇ કરવી, પ્રસન્નતાપૂર્વક સંબંધિજનોને ભોજન કરાવવું, ધીરજ ને પ્રસન્નતાથી ભોજન કરવું, રસોડું પૂરતી રીતે સ્વચ્છ કરવું, વાસણુ માંજવાં, વસ્ત્રો ધોવાં, ઘરમાંનું અન્નાદિ સ્વચ્છ કરવું, દીવાબત્તીની તૈયારી કરવી, પ્રભુસ્મરણુ કરવું, ને રાત્રિના ભોજનાદિની ને બીછાનાની વ્યવસ્થા કરવી એ મારાં અગત્યનાં કામોમાં જો હું દીર્ઘસૂત્રી થઉં તો વ્યવહારપરમાર્થ બંનેમાં મને હાનિજ પહોંચે. જે સમયે જે કામ કરવું જોઇએ તે સમયે તે કામ કરવામાં આવે તોજ તે કામ શોભી ઊઠે છે, પણુ સમય વ્યતીત થઇ ગયા પછી તે કામ કરવામાં આવે તો તે કામ રસમય પ્રતીત થતું નથી. જો વરસાદ ચોમાસામાં ન થાય, ને શીઆળામાં ઘણો થાય તો તેથી ખેડુતોને ને અન્યજનોને શો લાભ થાય ?

જો હું વિદ્યાર્થી હોઉં તો મારે પ્રાતઃકાલમાં બની શકે તેટલું વહેલું ઊઠવું જોઇએ, મારા સર્વ પાઠો મારે સમજપૂર્વક પાકા કરવા જોઇએ, સ્નાનસંધ્યાદિથી પરવારી, ભોજન કરી, સમયસર શાલામાં જવું જોઇએ. જો હું આમ ન વર્તું, ને નિત્ય મોડો ઊઠું, અગત્યના પાઠો વાંચીવિચારી સમયસર પાકા ન કરતાં પછી પાકા કરીશ એમ વિચારી પાઠો તૈયાર કરવાનું કામ લંબાવું, સ્વધર્મપાલનમાં દીર્ઘસૂત્રી થઉં, ભોજન કરવામાં દીર્ઘસૂત્રી થઉં, ને શાલામાં જવામાં પણ દીર્ઘસૂત્રી થઉં તો મારે માટે તેનું પરિણામ સારું ન આવે, પણ માઠુંજ આવે. જો કોઈ પણ કામ કરવાની અગત્યજ છે તો પછી તે કામ યોગ્ય સમયે ન કરતાં મુલતવી શામાટે રાખવું જોઇએ? અવશ્ય કરવાયોગ્ય સર્વ શુભ કર્મો જો યોગ્ય સમયે એટલે સમયસર કરવામાં ન આવે તો સમય અવશ્ય તેનો રસ ચૂષી લે છે તે મારે નજ ભૂલવું જોઇએ.

જો હું સત્શાસ્ત્રોનાં વચનોને, મારા પૂજ્ય સદ્દગુરુનાં વચનોને

અને અન્ય સત્પુરુષોનાં વચનોને સાચાં માનતો હોઉં તો મારે મારા અંતઃકરણની પવિત્રતા કરવામાટે મારાં શાસ્ત્રોક્ત સંધ્યાવંદનાદિ નિત્યકર્મ કરવામાં દીર્ઘસૂત્રી નજ થવું જોઇએ, પણ પ્રાતઃકાલમાં વહેલા ઊઠી શૌચ, દંતધાવન ને સ્નાનાદિથી પરવારી સંધ્યાદિ નિત્યકર્મમાં સમયસર આદરપૂર્વક પ્રવૃત્ત થઇ જવું જોઇએ. જો હું આઠ વા નવ વાગે માંડમાંડ પથારીમાંથી ઊઠું, શૌચ, દંતધાવન ને સ્નાનાદિ પણ મોડાંમોડાં કરું, ને જમવાનો સમય થાય ત્યારે વેઠે પકડાયેલાની પેઠે સંધ્યાવંદનાદિ નિત્યકર્મમાં પ્રવૃત્ત થઉં તો હું તે સંધ્યાવંદનાદિ શાસ્ત્રોક્ત નિત્યકર્મ જેમ કરવાં જોઇએ તેમ કેમ કરી શકું ? ને તેથી મારા અંતઃકરણની પવિત્રતા પણ કેમ પ્રાપ્ત કરી શકું ? દીર્ઘસૂત્રી સ્વભાવને વશ વર્તવાથી જપ, સ્વાધ્યાય, દેવપૂજન ને વૈશ્વદેવાદિ કર્મ પણ મારાથી થઈ શકે નહિ, ને જો હું તે યથાયોગ્ય કરું તો સાંજના ચાર વાગ્યાસુધી મારે ને મારાં સગાંઓને ભૂખ્યા રહેવું પડે, આમ થવાથી મારું અને મારાં સગાંઓનું આરોગ્ય બગડે, મારાં સગાંઓ ને બાલકો તથા વૃદ્ધો મારા ઉપર અપ્રસન્ન થાય, મારો પ્રાપ્તવ્યવહાર બગડે, અને અન્ય મનુષ્યો મારો ઉપહાસ કરે. દીર્ઘસૂત્રતાને વશ વર્તવાથી હું ચિત્તશુદ્ધિમાટે કરવાનાં શાસ્ત્રોક્ત કર્મો જેવી રીતે કરવાં જોઇએ તેવી રીતે કરી શકું નહિ, અને તેમ થવાથી મારા ચિત્તની શુદ્ધિ ન થાય, પણ મારું ચિત્ત સંસારની દુષ્ટ લાલસાઓથી ભરેલું–મલિન–રહે. જો મને સત્શાસ્ત્રાદિનાં વચનોમાં દૃઢ વિશ્વાસ ને શાસ્ત્રોક્ત કર્મો કરવામાં પૂર્ણ ઉમંગ પ્રકટે તો પછી નક્કી કરેલાં શુભ કર્મો કરવામાં દીર્ઘસૂત્રતા ન નડી શકે, પણ તે શુભ કર્મો સમયસર શીઘ્રજ થવા માંડે.

બધું યોગ્ય કામ સમયસર કર્યાથીજ શોભે છે, જે સમયે જે કામ કરવું જોઇએ તે સમયે જો તે કામ ન કરવામાં આવે, ને પછી

તે કામ સારું કરવામાં આવે તોપણ તે કામ આદર આપવાયોગ્ય ગણાતું નથી. પુત્રાદિના વિવાહની વેલાએ ગાવું, ને કોઇ સગાના મરણની વેલાએ રોવું લૌકિકરીતે યોગ્ય ગણાય છે, પણ વિવાહ વીતી ગયા પછી ગાવું, ને મરણપછી દીર્ઘકાલે પ્રયોજનવિના રોવું યોગ્ય ગણાતું નથી એ વાત લોકપ્રસિદ્ધ છે. "ખડ સૂકયાં ઢોરો વસૂકયાં, વા'લા ગયા વિદેશ; અવસર ચૂકયા મેહુલા! વરષી કાઉ કરેશ?" "સૂખે પીછે બરખા કહા? ગતજોબન કાંતાહી; કહા મુઆ પીછેં ઓષધી? ગત અવસર ધન કાહી?" "પલકે દો પખવાડીએ, ઘડીકે દો માસ; જાકોં લાલા કલ કહે, વાકા કૌન હવાલ?" ને "પોર મુઇ સાસુ ને ઓણ આવ્યાં આંસુ" આ લૌકિક કથનો પણ જે સમયે જે કામ થવું જોઇએ તે સમયે તે કામ ન થાય તેને નિરુપયોગી ગણે છે એ વાતનો વિચાર કરી મારે મારાં શાસ્ત્રોક્ત કર્મો યોગ્ય સમયે યથાવિધિ કરવાં જોઇએ.

"થાય છે," "શી ઊતાવળ છે?" "થઇ રહેશે," "કાલે વા પરમદિવસે કરીશ," ને "આવતા માસમાં વા આવતા વર્ષમાં કરીશ" આમ દીર્ઘસૂત્રી માણસો બોલે છે, ને અવકાશ છતાં પોતાનું અગત્યનું કામ તે વેલા કરતાં નથી, ને મુલતવી રાખ્યા કરે છે તેઓને ઉદ્દેશીને કહેવામાં આવતી "કાલ કરે તો આજ કર, આજ કરે તો અબ્બ; કાલ અચાનક આઇસી, તબ કરેગો કબ્બ?" આ સાખી મારે શાંતચિત્તે વિચારવી જોઇએ, અને મારે મારા અંતઃકરણમાં ઊંડાં મૂલ નાંખીને ભરાઈરહેલી દીર્ઘસૂત્રતાનો પરિત્યાગ કરી ચિત્તને શુદ્ધ કરનારાં શાસ્ત્રોક્ત શુભ કર્મો સમયસર ને યથાવિધિ કરવાં જોઇએ.

દીર્ઘસૂત્રતાને વશ વર્તવાથી ઘણા બુદ્ધિમાન્ ને વિદ્વાન્ મનુષ્યો

પોતાને તથા અન્ય મનુષ્યોને પોતાની બુદ્ધિનો ને પોતાની વિદ્યાનો લાભ આપી શકયા નથી એમ સાંભળવામાં આવે છે. દીર્ઘસૂત્રતાના દોષથી ઘણા મનુષ્યો નોકરીમાં આગળ વધી શકયા નથી, પણ પાછા પડયા છે, અને વ્યાપારીઓ તથા ખેડુતો આદિ પણ પોતાના દીર્ઘ-સૂત્રતાના દોષથી દુઃખી થયા છે. હવે જો મારે મારા ચિત્તની શુદ્ધિ-વડે મારો આ લોક તથા પરલોક સુધારવો હોય તો મારે કરવાયોગ્ય સર્વ શાસ્ત્રોક્ત શુભ કર્મો દીર્ઘસૂત્રતાનો પરિત્યાગ કરી સમયસર ને યથાયોગ્ય કરવાં જોઇએ.

પ્રભુની ભક્તિ વા પરમાત્માની ઉપાસના પણ જો હું દીર્ઘસૂત્રી રહું તો મારાથી થઇ શકે નહિ. શ્રવણાદિ નવ પ્રકારની પરમાત્માની ભક્તિમાંની જો કોઇ એક ભક્તિ મારે કરવી હોય, ને હું દીર્ઘસૂત્રી થઉં તો મારે પરમાત્માની તે ભક્તિ કરવી નથી એમજ હું મારી દીર્ઘસૂત્રતાથી સિદ્ધ કરું છું. જો પરમાત્માની તે ભક્તિમાં મને વિશ્વાસ હોય, જો તે ભક્તિ કરવાની મારા અંતઃકરણમાં તીવ્ર ઇચ્છા હોય તો હું તે ભક્તિ કરવાના શુભકર્મમાં લગારે દીર્ઘસૂત્રી નજ થઉં, પણ તુરતજ તે ભક્તિ કરવા લાગું. મારું અંતઃકરણ તમોગુણની અતિ-કુરૂપ પુત્રી દીર્ઘસૂત્રતાનો પરિત્યાગ કરતું નથી તેથી જણાય છે કે મારા અંતઃકરણમાં પાપસંસ્કારોના બહુપણાથી અવિશ્વાસ ને અનુત્સાહ રહ્યાં છે. હવે મારે શુભ રજોગુણને બલવાન્ કરી મારા અંતઃકરણમાં રહેલા તમોગુણને, અવિશ્વાસને, અનુત્સાહને અને દીર્ઘસૂત્રતાને ઊતાવળે કાઢવાં જોઇએ.

જો પરમાત્માનો અલૌકિક મહિમા મને યથાર્થ સમજાય, અને જો પરમકૃપાલુ પરમાત્માની શ્રવણાદિ નવ પ્રકારની ભક્તિનું કે પરમાત્માની અનન્યભક્તિનું માહાત્મ્ય મને યથાર્થ સમજાય, તો હું પરમાત્માની ભક્તિ

કરવામાં શીઘ્ર પ્રવૃત્ત થઉં, ને દીર્ઘસૂત્રતાનો ગંધ પણ મારા અંતઃકરણમાં રહે નહિ, પણ જો હું પરમાત્માનો મહિમા સમજવામાં ને પરમાત્માની ભક્તિનું માહાત્મ્ય સમજવામાં અસાવધ રહું તો હું શી રીતે દીર્ઘ-સૂત્રતાનો પરાજય કરી શકું ?

જો મારે તપ આદિ ક્રિયાયોગ સિદ્ધ કરવો હોય, જો મારે આસનાદિ ષડંગયોગ સાધવો હોય, અને જો મારે યમાદિ અષ્ટાંગયોગ સાધવો હોય તોપણ મારે દીર્ઘસૂત્રતાને દૂરજ કરવી જોઇએ. જો એ શુભકર્મરૂપ યોગના અનુષ્ઠાનમાં હું તુરત પ્રવૃત્ત ન થઉં, ને તે કામ હવે પછી સગવડે કરીશ એમ વિચારજ કર્યા કરું, પણ દીર્ઘસૂત્રતાનો પરિત્યાગ કરી એ શુભકર્મમાં જો હું તુરત પ્રવૃત્ત ન થઉં તો એ યોગાનુષ્ઠાનના ફલરૂપ કૈવલ્યને હું શી રીતે પ્રાપ્ત કરી શકું ? જેમ પીંજરામાં પૂરેલું પક્ષી ઊડી શકતું નથી, જેમ પીંજરામાં પૂરેલા સિંહાદિ યથેચ્છ ભ્રમણ કરી શકતા નથી, અને જેમ ખીલે બાંધેલાં ગ્રામ્ય પશુઓ ત્યાંથી દૂર જઇ શકતાં નથી તેમ દીર્ઘસૂત્રતાના દૃઢ પાશમાં બંધાયેલો હું પણ યોગનાં અંગોનું અનુષ્ઠાન કેવી રીતે કરી શકું ? ને ચિત્તના નિરોધરૂપ યોગને કેવી રીતે પ્રાપ્ત કરી શકું ?

ધારણા, ધ્યાન, સમાધિ, સંયમ, પ્રસંખ્યાન, સંપ્રજ્ઞાતયોગ, (વિવેકખ્યાતિ,) ધર્મમેઘસમાધિ ને અસંપ્રજ્ઞાતયોગ સિદ્ધ કરવાની અને કૈવલ્ય મેળવવાની મારી ઇચ્છા હોય, પણ જો હું દીર્ઘસૂત્રતાનો પરિત્યાગ કરી તે સર્વનો અભ્યાસ ન કરું તો મને તે ધારણાદિ શી રીતે સિદ્ધ થાય ? ને મને તેનું મુખ્ય ફલ જે કૈવલ્ય તે પણ શી રીતે પ્રાપ્ત થાય ?

ભૌતિક પદાર્થો, તેમના કારણરૂપ પૃથિવી આદિ પાંચ ભૂતો અને એ ભૂતોના કારણરૂપ માયા એ સર્વ જડરૂપ છે, અને આત્મા

વા બ્રહ્મ એ ચેતનરૂપ છે, એવી રીતે જડનું અને ચેતનનું પૃથક્કરણ કરવું તે વિવેક કહેવાય છે. આ વિવેકનો અભ્યાસ કરવાથી એ વિવેક અંતઃકરણમાં સ્થિર થઈ શકે છે. એ વિવેકનો અભ્યાસ કરવામાં જો હું દીર્ઘસૂત્રી થઉં તો હું એ વિવેકનો પરિપાક સમયસર કરી શકું નહિ, અને વિવેકના પરિપાકવડે પ્રાપ્ત થનારાં વિરાગાદિ સાધનોને હું મારા આયુષ્નો અંત આવતાંસુધી પણ પ્રાપ્ત કરી શકું નહિ.

મનુષ્યોનાં શરીરો વાત, પિત્ત ને કફથી યુક્ત છે. વાળ, રૂંવાડાં, ચામડી, શિરાઓ, નાડીઓ, સ્નાયુઓ, લોહી, મજ્જા, વસા, હાડકાં, વીર્ય, ઇંદ્રિયોના ગોલકોમાં રહેલો મલ ને મૂત્ર એ મલિન પદાર્થોના સમૂહરૂપ મનુષ્યનું સ્થૂલશરીર છે. એમાંનો કોઈ પણ પદાર્થ પવિત્ર તથા રમણીય નથી, પણ અવિદ્યાના બલથી તે શરીરમાં પવિત્રતાની ને રમણીયતાની ભ્રાંતિનો ઉદય થઇ તેવડે તે શરીરમાં રાગનો ઉદય થાય છે. આ દુષ્ટ રાગને દૂર કરવા મનુષ્યશરીરમાં રહેલા એ અત્યંત મલિન પદાર્થોના સ્વરૂપના વિચારરૂપ દોષદર્શન મારે શીઘ્ર કરવું જોઇએ, પણ જો હું એ દોષદર્શનરૂપ અગત્યના સાધનનું સેવન કરવાનું કામ દીર્ઘસૂત્રી થઇને લંબાવ્યા કરું તો મારા શરીરપર રહેલો ને અન્ય મનુષ્યોના શરીરઉપર રહેલો રાગ મારા અંતઃકરણમાંથી કયારે નિવૃત્ત થાય? અર્થાત્ સર્વદા સર્વથા સુખદ ને શાંતિપ્રદ વૈરાગ્યનો લાભ મને ક્યારે થઇ શકે?

સામાન્ય પ્રકારના દોષદર્શનથી મારા અંતઃકરણમાં અનંત કાલથી સ્થિર થઇ રહેલો સ્વશરીરપરનો તથા પરશરીરપરનો અનુરાગ શી રીતે દૂર થઈ શકે? એ અનુરાગ દૂર કરવામાટે મારે આત્મહિતનો અડગ વિચાર કરી દીર્ઘકાલ, નિરંતર, આદરપૂર્વક સ્વપરના સ્થૂલ-શરીરમાં દોષદર્શન કર્યા કરવું જોઇએ. આ કર્તવ્યમાં જો હું દીર્ઘસૂત્રી

રહું તો આ દોષદર્શનનો અભ્યાસ હું કરી શકું નહિ, ને તેથી સ્વપરના સ્થૂલશરીરમાં રહેલા ઘાટા અનુરાગને હું મારા અંતઃકરણમાંથી દૂર કરી શકું નહિ.

જે મનુષ્યના માથાઉપર ઘણો ભાર હોય તે મનુષ્ય જેમ ઊંડા જલવાળી ને મોટા પટવાળી નદી તરી શકે નહિ તેમ જે મનુષ્યનું મન દીર્ઘસૂત્રતાના ઘણા ભારવાળું હોય તે મનુષ્ય પણ મલિન, દુર્ગંધ-યુક્ત, ક્ષણે ક્ષણે પરિણામ પામનારા ને વિનાશી પોતાના શરીરમાં રહેલા અનંત કાલના રાગને તથા પરશરીરમાં રહેલા રાગને ત્યજી શકે નહિ, ને સુખના હેતુભૂત શાંતિ મેળવી શકે નહિ. મારે જો સ્વશરીરમાં તથા પરશરીરમાં રહેલો દુઃખના હેતુભૂત અનુરાગ ત્યાગવો હોય તો મારે દીર્ઘસૂત્રતાનો તુરત પરિત્યાગ કરી દોષદર્શનવડે વિરાગનો પરિપાક કરવો જોઇએ.

જેમ કોઇ દ્વિજોત્તમ પોતાના દુર્ભાગ્યને લીધે અજાણતાં સર્વદા મલિન રહેતા ભંગીઆવાડામાં, ઢેઢવાડામાં, ચમારવાડામાં કે કસાઈવાડા-માં જઇ ચઢ્યો હોય, તે જો પોતાની ભૂલ સમજી દીર્ઘસૂત્રતાનો પરિત્યાગ કરી તુરત પવિત્ર બ્રાહ્મણોના નિવાસમાં જવા પ્રયત્ન કરે તો તે પવિત્ર બ્રાહ્મણોના નિવાસમાં પહોંચી સુખી થાય, પણ જો તે દીર્ઘસૂત્રતાને વશ વર્તે તો તે મલિન ને દુર્ગંધવાળા સ્થાનમાંજ પડ્યો રહી દુઃખી થાય તેમ જો હું મલિન ને દુર્ગંધવાળા પદાર્થોના સમૂહરૂપ પોતાના શરીરમાંથી નીકળી પરમપવિત્ર પરમાત્મસ્વરૂપમાં સ્થિતિ કરવા ઇચ્છતો હોઉં તો મારે પણ દીર્ઘસૂત્રતાનો શીઘ્ર પરિત્યાગ કરી મારા સ્થૂલશરીરમાં તથા અન્ય મનુષ્યના સ્થૂલશરીરમાં રહેલા દુઃખદ રાગને દોષદર્શનવડે ત્યજી દેવો જોઇએ.

મલિન ને દુર્ગંધવાળા શરીરમાં રાગ રહેવાથીજ જીવને પુન-

ર્જન્મની ને ત્રિવિધ તાપની પ્રાપ્તિ થાય છે. મેં મારા શરીરપરના રાગનો પરિત્યાગ કરવામાં પૂર્વજન્મમાં દીર્ઘસૂત્રતા રાખી હશે તેથીજ મને વર્તમાનજન્મની પ્રાપ્તિ થઈ છે, ને મારે ત્રિવિધ તાપનો કડવો અનુભવ કરવો પડે છે. હજી પણ જો હું દીર્ઘસૂત્રતાનો પરિત્યાગ કરી સ્વપરના શરીરમાં રહેલા દુઃખદ રાગને નહિ ત્યજું તો મારી જન્મપરંપરા ને દુઃખપરંપરા દૂર થવાનાં નથી. જો મારે મારા પુનર્જન્મની ને ભાવિ-દુઃખોની નિવૃત્તિ કરવી હોય તો મારે શીઘ્રજ દીર્ઘસૂત્રતાનો પરિત્યાગ કરી સ્વદેહમાં ને પરદેહમાં રહેલા દુષ્ટ રાગને ત્યજી દેવો જોઇએ.

સ્વદેહમાં ને પરદેહમાં રહેલા રાગને હું કાલ ત્યજીશ, પરમદિવસ ત્યજીશ, પેલે દિવસ ત્યજીશ, આવતે અઠવાડીએ અવશ્ય ત્યજીશ, આવતે માસે ચોકસ ત્યજીશ, કે આવતે વર્ષે આગ્રહ રાખીને ત્યજીશ એમ દુષ્ટ દીર્ઘસૂત્રતાને વશ થઈ જો આ આવશ્યક કર્તવ્યને હું લંબાવ્યા કરીશ તો મારો સ્વદેહપરનો ને પરદેહપરનો રાગ કદીપણ દૂર થવાનો નથી, ને મારાં ભાવિ દુઃખો પણ નિવૃત્ત થઈ શકવાનાં નથી.

સ્વશરીરમાં તથા પરશરીરમાં રહેલો રાગ મનુષ્યના અંતઃકરણને ઘાટા અંધારાવાળું તથા વ્યાકુલ કરી નાંખી રાગી મનુષ્યને પશુના જેવી સ્થિતિમાં મૂકી દે છે. મારા અંતઃકરણમાં રહેલા આ રાગનો જો હું વિરાગવડે પરાજય કરું તોજ મારું જીવન સફલ થાય. જો મારે મારું મનુષ્યજીવન સફલ કરવું હોય તો મારે દીર્ઘસૂત્રતાનો પહેલામાં પહેલી ક્ષણે પરિત્યાગ કરી રાગને દૂર કરવા વિરાગની પ્રાપ્તિ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ.

સ્ત્રીમાં, પુત્રમાં ને ધનમાં રહેલો રાગ જે મનુષ્યને વર્તમાન-કાલમાં ને ભવિષ્યકાલમાં બહુવિધ દુઃખ આપનારો છે તે રાગનો પરિત્યાગ જો હું વર્તમાનકાલમાં તથા ભવિષ્યકાલમાં સુખ મેળવવા

ઇચ્છતો હોઉં તો મારે ઊતાવળે વિવેકવિરાગની પ્રાપ્તિવડે તે રાગને ત્યજી દેવો જોઇએ, વિવેકવિરાગની પ્રાપ્તિ કરવામાં મારે લેશ પણ દીર્ઘસૂત્રી નજ થવું જોઇએ.

જો મારે સાચા મુમુક્ષુ થવું હોય તો શમની, (મનને વશ રાખવાની,) દમની, (ઇંદ્રિયોને વશ રાખવાની,) શ્રદ્ધાની, (સદ્ગુરુનાં ને સતશાસ્ત્રોનાં વચનોમાં પ્રામાણિકપણાના નિશ્ચયની,) સમાધાનની, (મનને સમજાવીને એકાગ્ર રાખવાની,) ઉપરતિની (સકામ પ્રવૃત્તિના ત્યાગની વા સર્વ દૃશ્ય પ્રાણિપદાર્થમાં અરુચિની) ને તિતિક્ષાની (શુભકર્મ કરતી વેલા પ્રાપ્ત થતા ટાઢતડકામાં ભૂખતરષમાં ને માનાપમાનાદિમાં સમભાવની) પ્રાપ્તિ બની શકે તેટલી ઊતાવળે કરવી જોઇએ. જો હું આ છ સંપત્તિ મેળવવાના માત્ર વિચારોજ કર્યા કરું, પણ શીઘ્ર તેની પ્રાપ્તિ ન કરું તો મને વેદાંતના શ્રવણાદિદ્વારા પ્રત્યગભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર શી રીતે થાય ?

જો હું મારા અંતઃકરણમાં મુમુક્ષુતા એટલે મોક્ષની તીવ્ર ઇચ્છા ઊતાવળે ઉત્પન્ન ન કરું, પણ મુમુક્ષુતા મેળવવાના વિચારને લંબાવ્યાજ કરું તો હું વેદાંતના શ્રવણનો, મનનનો ને નિદિધ્યાસનનો અધિકારી શી રીતે થઇ શકું ? ને પરમાનંદરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર કરી કૃતાર્થ પણ શી રીતે થઈ શકું ?

જો હું શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ, સદાચારસંપન્ન ને પરમકારુણિક સદ્ગુરુની પાસેથી તાત્પર્યનો નિર્ણય કરનારાં છ લિંગોસહિત શ્રદ્ધાપ્રીતિથી એકાગ્રચિત્તવડે વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરવામાં દીર્ઘસૂત્રી થઉં, હવે પછી હું અવકાશે વેદાંતશાસ્ત્રનું શ્રવણ કોઇ સત્પુરુષદ્વારા કરીશ એમ માત્ર વિચારોજ કર્યા કરું, પણ સમય મેળવી ઊતાવળે વેદાંતશાસ્ત્રના શ્રવણમાં જો પ્રવૃત્ત ન થઉં, તથા એકાંતસ્થલે બેસી વેદાંત-

શાસ્ત્રના ઉપદેશનું મનન ન કરું, અને બ્રહ્મવિચાર કે બ્રહ્મધ્યાન ન કરું તો હું મારા અંતઃકરણના સંશયવિપર્યયદોષને નિવૃત્ત કરી પરમ-પવિત્ર બ્રહ્મનો અનુભવ કરવા કેવી રીતે ભાગ્યશાલી થઉં ?

અહીં કોઈ કોઈનું સાચું સગું કે કોઇ કોઇનો સાચો સ્નેહી નથી, મનુષ્યોનો મોટો ભાગ સ્વાર્થી છે, સ્થૂલશરીર તથા સ્થૂલશરીરની સાથે સંબંધ રાખનારા પ્રાણિપદાર્થો ક્ષણવિનાશી છે, અંતરાત્માવિના અહીં જીવનું કોઈ સાચું શરણ નથી, જીવ એકલોજ જન્મે છે, એકલો-જ પોતાનાં શુભાશુભકર્મોનું સુખદુઃખરૂપ ફલ ભોગવે છે, અને અંતે એકલોજ પોતાનાં શુભાશુભકર્મોનું ફલ ભોગવવા અન્ય શરીરમાં જાય છે, પાપ મન, વાણી ને શરીરથી ભૂલથી પણ કરવાયોગ્ય નથી, અને પુણ્ય મન, વાણી ને શરીરથી આદરપૂર્વક કરવાયોગ્ય છે, સ્થૂલ-શરીર મલિન ને રોગોના નિવાસસ્થાનરૂપ છે, અને ત્રણ દેહથી પર રહેલો પરમપવિત્ર ને પરમાનંદરૂપ આત્માજ સાક્ષાત્ કરવાયોગ્ય છે એમ વારંવાર વાંચ્યા છતાં ને સાંભળ્યા છતાં અંતઃકરણ પારમાર્થિક કર્તવ્યમાં ઊતાવળે પ્રવૃત્ત થતું નથી, પણ દીર્ઘસૂત્રતાને વશ થઇ કર્તવ્યવિમુખ રહે છે એજ જીવનું અહિત કરનારી અંતઃકરણની નિર્બલતા છે.

ક્ષણપછી ક્ષણ, વિપલપછી વિપલ, પલપછી પલ, ઘડીપછી ઘડી, મુહૂર્તપછી મુહૂર્ત, હોરાપછી હોરા, પ્રહરપછી પ્રહર ને દિવસપછી દિવસ ઝપાટાબંધ ચાલ્યાં જાય છે, પણ હું દુષ્ટ દીર્ઘસૂત્રતાને વશ થઇ પરમાર્થની પ્રાપ્તિમાટે કરવાયોગ્ય સાધનોમાં પ્રવૃત્ત થતો નથી એ મારી મોટામાં મોટી ભૂલ થાય છે.

મનુષ્યનું જીવન ક્ષણભંગુર છે. દર્ભની અણીપર રહેલા ઝાકળના ટીપાના જેવું તે ક્ષણસ્થાયી છે. વીજળીના ઝબકારાની પેઠે તે ઊતા-

વળે અદૃશ્ય થઇ જવાના સ્વભાવવાળું છે. રાત્રે આકાશમાં પ્રતીત થતાં ચાંદરણાંની શોભા, તથા ચંદ્રની ચાંદનીની શોભા અને સાયંકાલની સંધ્યાની શોભા જેમ અલ્પ સમય રહેનારી હોય છે તેમ મનુષ્યના જીવનની શોભા પણ અલ્પ સમય રહેનારી છે. પાણીમાં મૂકેલો માટીનો કાચો ઘડો જેમ ક્ષણે ક્ષણે ગળતો જાય છે તેમ મનુષ્યનું જીવન ક્ષણે ક્ષણે ઓછું થતું જાય છે. જેમ ઉદય પામેલા સૂર્યાદિ આથમી જાય છે, જેમ ખીલેલાં પુષ્પો કરમાઇ જાય છે, અને જેમ ચણેલાં મકાનો જીર્ણ થઇ પડી જાય છે, તેમ જન્મ પામેલો મનુષ્ય પણ અવશ્ય મરણ પામે છે. જેમ નદીઓ નિરંતર સમુદ્રભણી ચાલ્યા કરે છે તેમ મનુષ્ય પણ નિરંતર કાલભણી ચાલ્યા કરે છે. આ બધું જાણ્યા છતાં પણ જો હું મારા પારમાર્થિક કર્તવ્યમાં દીર્ઘસૂત્રી રહું તો પછી મારાજેવો મૂર્ખ મનુષ્ય બીજો કોણ ગણાય ?

સત્શાસ્ત્રો મનુષ્યોને પોતાના પારમાર્થિક કર્તવ્યમાં દીર્ઘસૂત્રી ન થવાનો ઉપદેશ કરે છે, બ્રહ્મવેત્તા પુરુષો પણ મનુષ્યોપર દયા લાવી તેમને એવોજ ઉપદેશ કરે છે, અને મારા કરુણાલુ સદ્ગુરુ પણ મારા ઉપર કૃપા કરી મને એવોજ ઉપદેશ કરે છે, છતાં હું છતે કાને બધિરજેવો થઇ તેઓશ્રીનો સદુપદેશ આદરપૂર્વક સાંભળતો નથી, તથા આદરપૂર્વક આચારમાં મૂકતો નથી, પણ સ્વકર્તવ્યમાં દીર્ઘસૂત્રીજ રહું છું એ મારું દુર્ભાગ્યજ ગણાય.

વ્યવહારના કામનાં નકામાં બાનાં કાઢી આજે મને અવકાશ નથી, પણ આવતી કાલે અવશ્ય હું પરમાર્થનાં સાધનોનું સારી રીતે અનુષ્ઠાન કરીશ એમ વિચારું છું. પછી બીજે દિવસે વળી વ્યવહારના કોઇ કામનું બાનું કાઢી હું પરમાર્થનાં સાધનોનું અનુષ્ઠાન કરવાનું ત્રીજા દિવસપર મુલતવી રાખું છું. એમ દિવસોના દિવસો,

અઠવાડીઆનાં અઠવાડીઆં, પખવાડીઆનાં પખવાડીઆં, માસોના માસો ને વર્ષોનાં વર્ષો દીર્ઘસૂત્રતાને વશ થઈ વ્યતીત કર્યા કરું છું, પણ હું મારાં પારમાર્થિક સાધનોનું અનુષ્ઠાન આદરપૂર્વક કરતો નથી. આ દુષ્ટ દીર્ઘસૂત્રતાનો પરિત્યાગ કર્યા વિના મનુષ્ય અનેક જન્મે પણ પરમાર્થનું સાધન શી રીતે સિદ્ધ કરી શકે?

રવિવાર આદિ વારો બદલાયા, શુક્લપક્ષાદિ પક્ષો બદલાયા, કાર્તિકાદિ માસો બદલાયા, ને પ્રભવાદિ સંવત્સરો બદલાયા, પણ મેં દીર્ઘસૂત્રતાને વશ થઇ મારો જીવભાવ બદલી મારો વાસ્તવિક શિવભાવ લાવવા યથાયોગ્ય પ્રયત્ન ન કર્યો.

ક્ષણે ક્ષણે મારું જીવન ઓછું થતું જાય છે. જ્યારે બે પરાર્ધપર્યંતના આયુષ્વાળા શ્રીબ્રહ્માનું મોટું ગણાતું આયુષ્ પણ પૂરું થાય છે ત્યારે મારા અલ્પાયુષ્ને પૂરું થતાં કેટલી વાર લાગવાની છે? મૃત્યુ ક્ષણે ક્ષણે સમીપ આવતું જાય છે, છતાં પણ મુલતવી ન રાખવાજેવું જે પરમાર્થનાં સાધનોનું આદરપૂર્વક અનુષ્ઠાન તે હું મુલતવી રાખ્યા કરું છું તે મારી મોટામાં મોટી ભૂલ થાય છે. પરમકૃપાલુ અંતર્યામી મને શીઘ્ર એ ભૂલ દૂર કરવાનું ને શીઘ્રજ પરમાર્થનાં સાધનોનું અનુષ્ઠાન કરવામાં પ્રવૃત્ત થવાનું બલ આપવાની કરુણા કરો.

એ પ્રમાણે દીર્ઘસૂત્રતાનો પરિત્યાગ કરવામાટે કરવાયોગ્ય શ્રેયોભાવના પૂરી થઇ. ૩

---

## ૪ અવ્યવસ્થાને દૂર કરવાની શ્રેયોભાવના

પોતાના પ્રાપ્તવ્યવહારનાં કામોનો ધૈર્ય ને જાગૃતિથી સમય નક્કી

ન કરવો, તથા પોતાના પરમાર્થનાં સાધનોરૂપ કામોનો ધૈર્ય ને જાગૃતિથી સમય નક્કી ન કરવો, અને વ્યવસ્થાવિના તે કામોમાં વર્તવું, અર્થાત્ પોતાને પ્રાપ્ત થયેલાં સર્વ કામોના સમયની યથાયોગ્ય ગોઠવણ કર્યા વિના ગમે તેમ વર્તવું તે અવ્યવસ્થા કહેવાય છે. મનુષ્યના અંતઃકરણમાં રહેલા તમોગુણના અધિકપણાથી આ અવ્યવસ્થાનામનો દોષ ઉપજે છે. જેના અંતઃકરણમાં આ દોષ હોય તે મનુષ્ય પોતાના પ્રાપ્તવ્યવહારનું કામ તથા પરમાર્થના સાધનરૂપ કામ સારી રીતે કરી શકતો નથી. જે મનુષ્ય પોતાનો અભ્યુદય ઇચ્છતો હોય, વા પરમાર્થનાં સાધનોનું યથાયોગ્ય અનુષ્ઠાન કરી કૃતાર્થ થવા ઇચ્છતો હોય તેણે આ અ-વ્યવસ્થાનામનો દોષ પોતાના પ્રાપ્ત સમયની વ્યવસ્થા રાખીને ત્યજી દેવો જોઇએ. જેના અંતઃકરણમાં અવ્યવસ્થાનામનો દોષ પ્રધાનપણે વર્તતો હોય તેણે પોતાનો તે દોષ દૂર કરવામાટે પોતાની બાહ્યા-ભ્યંતરની સ્થિતિનો વિચાર કરી પોતાને જેવા પ્રકારની શુભભાવના કરવી ઉચિત હોય તેવા પ્રકારની શુભભાવના કરવી જોઇએ, ને વ્યવસ્થાથી વર્તવાનો શુભ સ્વભાવ પાડી દુષ્ટ અવ્યવસ્થાને દૂર કરવી જોઇએ.

પોતાના મનને ત્યજવાયોગ્ય દોષનો પરિત્યાગ કરવામાટે ને ગ્રહણ કરવાયોગ્ય શુભ ગુણ ગ્રહણ કરવામાટે આગ્રહપૂર્વક વારંવાર પ્રમાણથી ને યુક્તિથી સમજાવવું તે શુભભાવના કહેવાય છે. પોતાના મનને યોગ્ય પ્રકારે સદાગ્રહપૂર્વક સમજાવ્યા વિના મનુષ્ય પોતાનો અભ્યુદય કરી શકતો નથી, ને પોતે શાસ્ત્રાદિદ્વારા જાણેલું શ્રેયસ્ પ્રાપ્ત કરી શકતો નથી. અવ્યવસ્થામાં રહેલા દોષો વિવેકપૂર્વક જોયા વિના અવ્યવસ્થા ત્યજી શકાતી નથી માટે સુખેચ્છુએ અવ્યવસ્થામાં રહેલા દોષો જોવા જોઇએ.

ખેડુતે પોતાના કામમાં વ્યવસ્થિત રહેવું જોઇએ. ખેડુત જો પોતાના કામમાં અવ્યવસ્થિત રહે તો તે પોતાની ખેતીનું કામ સારી રીતે કરી શકે નહિ, ને તેથી ખેતીદ્વારા થતો લાભ તે મેળવી શકે નહિ. તેણે પોતાના અંતઃકરણમાં રહેલી અવ્યવસ્થા મૂકી દેવા આવી કે આને મળતી શુભભાવના કરવી જોઇએઃ–મારી પાસે દેહધર્મથી ભિન્ન મારાં મુખ્યત્વે ત્રણ કામો છે, એક પરમાર્થનાં સાધનોનું સેવન કરવાનું કામ, બીજું મારા ગૃહવ્યવહારનું કામ અને ત્રીજું મારી ને મારા પોષ્ય-વર્ગની આજીવિકા ચલાવવામાટે ખેતીનું કામ. આ ત્રણે કામો સારી રીતે થાય તેમાટે મારે એ ત્રણે કામો કરવામાં જાગ્રદવસ્થાના સમયનો ક્યાંથી ક્યાંસુધીનો કેટલો સમય ક્રમપૂર્વક લેવો જોઇએ, અને તે સમયમાં મારે મારું શું શું કામ કરવું જોઇએ તે મારે પ્રથમ નક્કી કરવું જોઈએ, અને પછી તે પ્રમાણે વર્તવા યોગ્ય પ્રયત્ન કરવો જોઇએ. જો હું આવી રીતે વ્યવસ્થા કરીને ન વર્તુ તો પછી હું મારા પરમાર્થનાં સાધનોનું યથાયોગ્ય સેવન કરી તેનો પરિપાક કરી શકું નહિ, ને તેનું બ્રહ્મ-જ્ઞાનરૂપ ફલ પણ મેળવી શકું નહિ. એ દોષથી હું મારો ગૃહવ્યવહાર પણ સારી રીતે ચલાવી શકું નહિ, ને મારું ખેતીનું કામ પણ હું જોઈએ તેવું સારું કરી શકું નહિ, અને તેથી હું જોઇએ તેવો વ્યાવ-હારિક લાભ મેળવી શકું નહિ. મારે આગલ્યે દિવસે અથવા તે દિવસે સવારે તે દિવસે જે જે કામ જે જે સમયે કરવાનું હોય તેનો સ્વસ્થ-મને વિવેકપૂર્વક વિચાર કરી જવો જોઈએ, અને પછી તે પ્રમાણે વર્તવા ઘણામાં ઘણો પ્રયત્ન કરવો જોઇએ. પશુપંખી આદિ જેમ અવ્યવસ્થાથી વર્તે છે તેમ હું પણ જો અવ્યવસ્થાથી વર્તુ તો પછી પશુપંખી આદિમાં ને મારામાં શો ફેર રહ્યો ? જો હું મને પોતાને માણસ માનતો હોઉં તો મારે મારા પ્રત્યેક કામમાં અવશ્ય વ્યવસ્થા-પૂર્વકજ વર્તવું જોઇએ.

જો હું વ્યાપારી હોઉં તો મારે મારૂં હિત સાધવા મારા વ્યવહારપરમાર્થના પ્રત્યેક કામમાં બહુ વ્યવસ્થાપૂર્વક વર્તવું જોઇએ. મારે નિત્ય પ્રાતઃકાલમાં સમયસર ઊઠવું જોઇએ, મારે સમયસર પરમાર્થનાં સાધનોનું સેવન કરવું જોઇએ, મારે સમયસર મારા વ્યાપારના પ્રધાન ને ગૌણ કર્મમાં પ્રવૃત્ત થવું જોઇએ, અને સાયંકાલે પણ મારે મારા સાયંકાલનાં વ્યવહારપરમાર્થનાં કામોમાં સમયસર પ્રવૃત્ત થવું જોઇએ. પરમાર્થ, પ્રાપ્તવ્યવહાર, આહાર, પાન, નિદ્રા ને શૌચાદિમાં મારે વ્યવસ્થાથીજ વર્તવાનો સ્વભાવ રાખવો જોઇએ. આમ વર્તવાથીજ મારી સાથે કામ પાડનાર મનુષ્યો મારો વિશ્વાસ રાખી શકે, અન્યથા તેઓ મારો વિશ્વાસ નજ રાખી શકે. જો હું પ્રત્યેક કર્મમાં અવ્યવસ્થાને-જ વશ રહું તો હું વ્યવહારપરમાર્થમાં આગળ વધી શકું નહિ, પણ ઉત્તરોત્તર મારી અધોગતિનેજ પ્રાપ્ત કરું. જો મારી અધોગતિ મને ઇષ્ટ ન હોય તો મારે મારા કામમાં વ્યવસ્થાથીજ વર્તવું જોઇએ.

જો હું મારા ને મારા પોષ્યવર્ગના પોષણમાટે કોઇ પણ પ્રકાર-ની સેવા ( નોકરી ) કરતો હોઉં તો તે કામમાં પણ મારે સર્વથા વ્યવસ્થાપૂર્વકજ વર્તવું જોઇએ, અવ્યવસ્થાને વશ નજ થવું જોઇએ. અવ્યવસ્થાને વશ વર્તવાથી હું મારા પરમાર્થનાં સાધનોનું યથાયોગ્ય સેવન કરી શકું નહિ, ને તેથી હું પરમાર્થમાં આગળ વધી શકું નહિ, અને મારા સેવાના કામમાં પણ અવ્યવસ્થાવડે મારા વેતનમાં ( પગારમાં ) વધારો થાય નહિ, તથા મને મારા કામમાં યશ પણ ન મળે. જો હું વ્યવસ્થાવાળા વર્તનથી અવ્યવસ્થાનો જય કરું તોજ હું મારો પરમાર્થ ને મારો વ્યવહાર સુધારી શકું.

જો હું વકીલાતનો, દલાલીનો, વૈદનો, જોષીનો, ચિત્રકારનો, સૂતારનો, કડીઆનો ને મજુરીનો કે એવો બીજો કોઈ પણ ધંધો

કરતો હોઉં તોપણ મારે મારા હિતમાટે અવ્યવસ્થાનો પરિત્યાગ કરી સર્વદા વ્યવસ્થાથીજ વર્તવું જોઇએ. જો હું મારા પ્રત્યેક કામમાં વ્યવસ્થાથી વર્તતો હોઉં તોજ હું મારા પરમાર્થનાં સાધનોનું સેવન નિયમિતરીતે કરી શકું, ને તેથી પરમાર્થમાં આગળ વધી શકું, અને મારા પ્રાપ્તવ્યવહારમાં મારે જેમની જેમની સાથે પ્રસંગ પડતો હોય તે સર્વ મારો વિશ્વાસ રાખી શકે, ને તેથી મારો ધંધો હું સારી રીતે ચલાવી શકું, તથા તેમાં હું સારી રીતે દ્રવ્યોપાર્જન કરી શકું. જો હું નિરંતર અવ્યવસ્થાથીજ વર્તું તો મારાં નિકટનાં સગાંવહાલાં પણ મારો વિશ્વાસ ન કરે તો પછી બીજાં માણસો મારો વિશ્વાસ ન કરે તેમાં શું આશ્ચર્ય ?

જો હું વિદ્યાર્થી હોઉં તોપણ મારે અવ્યવસ્થાનો સર્વ પ્રકારે પરિત્યાગ કરી વ્યવસ્થાનુંજ સેવન કરવું જોઇએ. વ્યવસ્થાવાળા વર્તન-વિના હું મારો વિદ્યાભ્યાસ સારી રીતે કેમ કરી શકું ? ને મારા પરમાર્થનાં સાધનોનું સેવન પણ હું કેવી રીતે કરી શકું ? વ્યવસ્થા રાખીને વર્તવાથીજ સર્વ કામો સારી રીતે થઈ શકે છે, અવ્યવસ્થાને વશ વર્તવાથી કોઈ કામ સારી રીતે ને સમયસર થઇ શકતું નથી, માટે મારે સદાગ્રહ રાખીને મારું પ્રત્યેક કામ વ્યવસ્થાપૂર્વક કરવું જોઇએ.

પુરુષોએ જેમ પોતપોતાનાં સર્વ કામ વ્યવસ્થાપૂર્વક કરવાં જોઇએ તેમ સ્ત્રીઓએ પણ પોતપોતાનાં સર્વ કામો વ્યવસ્થાથી કરવાં જોઇએ. જો હું સ્ત્રીશરીરધારી હોઉં તો મારે મારા પરમાર્થનાં સર્વ કામોમાં ને મારા વ્યવહારનાં સર્વ કામોમાં વ્યવસ્થા રાખીને વર્તવું જોઇએ, કોઈ પણ કામમાં અવ્યવસ્થાને લગારે અવકાશ નજ આપવો જોઇએ. ટુંકામાં મારે મારી જાગ્રદવસ્થાનો સર્વ સમય યોગ્ય કામમાં વ્યતીત થાય એવી ગોઠવણ કરી તે પ્રમાણે વર્તવું જોઇએ.

જો શાસ્ત્રોક્ત સંધ્યાવંદનાદિ નિત્યનૈમિત્તિક કર્મવડે મારે મારા અંતઃકરણમાંથી મલદોષની નિવૃત્તિ કરી મારા અંતઃકરણને શુદ્ધ કરવું હોય તો મારે મારાં સંધ્યાવંદનાદિ નિત્યનૈમિત્તિક કર્મો વ્યવસ્થાપૂર્વક કરવાં જોઇએ. જો હું વ્યવસ્થા રાખ્યા વિના વર્તું તો હું મારે જે શાસ્ત્રોક્ત નિત્યનૈમિત્તિક કર્મો કરવાનાં હોય તે શાસ્ત્રોક્ત નિત્યનૈમિત્તિક કર્મો યથાયોગ્ય કરી શકું નહિ. કોઇ દિવસ તે શાસ્ત્રોક્ત કર્મો થાય, અને કોઈ દિવસ તે શાસ્ત્રોક્ત કર્મો ન પણ થાય. કોઇ દિવસ તે શાસ્ત્રોક્ત કર્મ યથાયોગ્ય થાય, ને કોઈ દિવસ તે શાસ્ત્રોક્ત કર્મ જેમ કરવું જોઇએ તેમ ન પણ થાય. આમ હું અવ્યવસ્થાથી વર્તું તો તે શાસ્ત્રોક્ત કર્મવડે હું લાંબે કાલે પણ મારા અંતઃકરણની શુદ્ધિ કરી શકું નહિ. અવ્યવસ્થાથી કરેલું શાસ્ત્રોક્ત કર્મ પોતાનું ફલ ઉપ-જાવવામાં જોઇએ તેવું સમર્થ થતું નથી, તેથી અવ્યવસ્થાથી કરેલું કર્મ નહિ કર્યાજેવું ગણાય છે.

અવ્યવસ્થાથી વર્તનારો મનુષ્ય અસુરજેવો ગણાય છે, અને વ્યવસ્થાથી વર્તનારો મનુષ્ય દેવજેવો ગણાય છે માટે જે મનુષ્યને પોતાનું હિત સાધવું હોય ને દેવજેવા ગણાવું હોય તેણે અવશ્ય પોતાને કરવાયોગ્ય સર્વ કર્મમાં વ્યવસ્થાથીજ વર્તવું જોઇએ એમ સજ્જનો કહે છે માટે મારે સર્વદા સર્વથા ઉત્તમપ્રકારની વ્યવસ્થા રાખીનેજ વર્તવું જોઇએ.

શ્રવણ, કીર્તન, સ્મરણ, ચરણસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન એ નવ પ્રકારની સાધનભક્તિમાંની કોઈ એક પ્રકારની સાધનભક્તિ જો મારે કરવી હોય, અને તે સાધનભક્તિવડે જો મારે પરમકૃપાલુ પરમાત્માની અમોઘ કૃપા સંપાદન કરવી હોય, તથા દુઃખદ વિષયોમાં નિરંતર ભ્રમણ કરતા મારા ચિત્તને મારે જો

પરમાત્મામાં એકાગ્ર કરવું હોય તો મારે અવશ્ય વ્યવસ્થાથીજ વર્તવું જોઇએ. મારે નિત્ય પ્રાતઃકાલમાં ઊઠી, મારા શરીરને પવિત્ર કરી, સંધ્યાદિ શાસ્ત્રોક્ત કર્મથી નિવૃત્ત થઈ, મારા અંતઃકરણને પરમાત્માની જે સાધનભક્તિમાં જેટલો સમય જોડવાનું હોય તેટલો સમય તે સાધનભક્તિમાં પ્રીતિપૂર્વક જોડવું જોઇએ. પછી મારે મારા પ્રાપ્તવ્યવહારના કામમાં જેટલો સમય વ્યતીત કરવાનો હોય તેટલો સમય મારી પોતાની સાધનભક્તિને બાધ ન આવે એવી રીતે તેમાં વ્યતીત કરી, તથા મારા ગૃહવ્યવહારનું કાંઈ કામ હોય તો તે કરી, પુનઃ શરીરશુદ્ધિ તથા સંધ્યાદિ શાસ્ત્રોક્ત કર્મ કરી પછી પરમાત્માની સાધનભક્તિમાં યોગ્ય સમયસુધી મારે મારા મનને જોડવાનો પ્રયત્ન કરવો જોઇએ. આમ દેહશુદ્ધિ, શાસ્ત્રોક્ત નિત્યકર્મ, પ્રભુભક્તિ, પ્રાપ્તવ્યવહાર ને ગૃહકાર્યને માટે સમયની વ્યવસ્થા રાખી હું જો નિત્ય તે પ્રમાણે વર્તન કરું તો પ્રભુની કોઈ એક સાધનભક્તિનો પરિપાક કરી હું પરમાત્માની કૃપા મેળવવા ભાગ્યશાલી થાઉં, પણ જો એ સર્વ કામોમાં હું સમયની કોઇ પણ પ્રકારની વ્યવસ્થા રાખ્યા વિના ગમે તેમ વર્તું તો એ કામોમાંનું એક પણ કામ હું જોઇએ તેવું સારું કરી શકું નહિ, ને પ્રભુની કોઈ પણ સાધનભક્તિનો પરિપાક પણ કરી શકું નહિ. જેમ પ્રભુની કોઈ પણ સાધનભક્તિ વ્યવસ્થા રાખ્યા વિના થઈ શકે નહિ તેમ પ્રભુની અનન્યભક્તિ પણ વ્યવસ્થાપૂર્વક વર્ત્યા વિના મારાથી થઈ શકે નહિ.

જો વ્યવસ્થા રાખ્યા વિના વર્તવામાં આવે તો યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન ને સમાધિ એ યોગનાં આઠ અંગોમાંનું એક પણ અંગ મારાથી સિદ્ધ કરી શકાય નહિ, તો પછી તે આઠે અંગો સારી રીતે સિદ્ધ કરી મારા મનને મારાથી એકાગ્ર કેવી રીતે કરી શકાય? ને એવી એકાગ્રતા પ્રાપ્ત કર્યા વિના

મારા મનને આત્માના સાક્ષાત્કારવાળું તથા વૃત્તિરહિત પણ કેવી રીતે કરી શકાય? વ્યવસ્થા રાખ્યા વિના વર્તવામાં આવે તો મનુષ્યના મનની વ્યગ્રતા વધવાનો સંભવ છે, પણ તેના મનની સ્થિરતા થવાનો લેશ પણ સંભવ નથી. વ્યવસ્થાવાળું વર્તન એ અભ્યુદયનાં ને નિઃશ્રેયસનાં સર્વ સાધનોના સેવનમાં બહુ ઉપકાર કરે છે, ને તેમાં પણ યોગના પરિપાકવડે પ્રાપ્ત કરવાના કૈવલ્યમાં તો વ્યવસ્થાવાળા વર્તનની અનિવાર્ય અગત્ય છે. આ વ્યવસ્થાનો મહિમા જાણી જો હું વ્યવસ્થાથી વર્તું તોજ હું યોગનાં સર્વ અંગોનો ક્રમથી પરિપાક કરી આત્મસાક્ષાત્કારદ્વારા કૃતાર્થ થઈ શકું, પણ જો હું તમોગુણ-મિશ્ર મલિનરજોગુણને વશ થઇ અવ્યવસ્થાવાળું વર્તન રાખી ક્યારેક યોગનાં કોઈ અંગોનું અનુષ્ઠાન કરું, ને ક્યારેક યોગનાં કોઇ અંગોનું અનુષ્ઠાન અલ્પપ્રમાણમાં કરું, વા ન કરું, તો હું યોગના એક કે સર્વ અંગોને સિદ્ધ ન કરી શકું તે દીવાજેવી સ્પષ્ટ વાત છે.

વ્યવસ્થાવાળું વર્તન રાખ્યા વિના વેદાંતશાસ્ત્રના શ્રવણની યોગ્યતા પ્રાપ્ત કરવામાટે પ્રાપ્ત કરવાં જોઇતાં વિવેક, વૈરાગ્ય, શમ દમ શ્રદ્ધા સમાધાન ઉપરતિ ને તિતિક્ષા એ છ સંપત્તિ ને મુમુક્ષુતા એ ચાર સાધનો મારાથી પ્રાપ્ત કરી શકાય નહિ. જો હું મારા પ્રાપ્તવ્યવહારનાં કામોની ને ગૃહવ્યવહારનાં કામોની યથાયોગ્ય વ્યવસ્થા બાંધીને વર્તું, તથા ક્રમપૂર્વક વિવેકાદિ સાધનો સિદ્ધ કરવાનો પ્રયત્ન કરું, તોજ હું ક્રમપૂર્વક વિવેકાદિ સાધનો સિદ્ધ કરી વેદાંતશાસ્ત્રના શ્રવણનો અધિકાર પ્રાપ્ત કરી શકું. જો હું અવ્યવસ્થાથી વર્તું તો મારાથી વિવેકાદિ સાધનો પ્રાપ્ત કરી શકાય નહિ, અને હું વેદાંતશાસ્ત્રના શ્રવણનો અધિકારી પણ ન થઈ શકું.

વ્યવસ્થાવાળા વર્તનવિના મારાથી વેદાંતશાસ્ત્રનું યથાયોગ્ય

શ્રવણ થઇ શકે નહિ, વ્યવસ્થાવાળા વર્તનવિના મારાથી વેદાંત-શાસ્ત્રના ઉપદેશનું પવિત્ર ને એકાંત પ્રદેશમાં બેસી આદરપૂર્વક મનન પણ થઈ શકે નહિ, અને અવ્યવસ્થાનો પરિત્યાગ કરી સુવ્યવસ્થા રાખ્યા વિના મારાથી નિદિધ્યાસન એટલે બ્રહ્મવિચાર વા બ્રહ્મધ્યાન પણ યથાવિધિ થઇ શકે નહિ. પોતાને કરવાનાં કામોના સમયની વ્યવસ્થા કર્યા વિના ગમે તેમ વર્તવાથી મનુષ્યના મનની ચંચલતા ને મૂઢતા દૂર થતાં નથી, અને ચંચલતાવાળું ને મૂઢતાવાળું મન વેદાંતશાસ્ત્રના શ્રવણમાં, મનનમાં ને નિદિધ્યાસનમાં કર્તવ્યનિષ્ઠા રાખી જોઇએ તેવી રીતે પ્રવૃત્ત થઈ શકતું નથી, અને તે શ્રવણાદિના ફલરૂપ દૃઢ બ્રહ્મસાક્ષાત્કારને પ્રાપ્ત કરી શકતું નથી. જો મારે મારું મનુષ્યજીવન સફલ કરવું હોય તો મારે બ્રહ્મસ્વરૂપનો દૃઢ સાક્ષાત્કાર કરવો જોઇએ, જો બ્રહ્મસ્વરૂપનો દૃઢસાક્ષાત્કાર મારે કરવો હોય તો મારે અવશ્ય નિદિધ્યાસન, મનન ને વેદાંતશાસ્ત્રનું શ્રવણ યથાવિધિ કરવાં જોઇએ, અને જો મારે વેદાંતશાસ્ત્રનું યથાવિધિ શ્રવણ કરવું હોય તો અવશ્ય મારે વ્યવસ્થાથીજ વર્તવું જોઇએ.

નાનામોટા પ્રત્યેક કામમાં વ્યવસ્થા રાખીને વર્તનારો મનુષ્ય સમજુ ગણાય છે, અને જેના કોઈ પણ કામમાં સમયની લગારે વ્યવસ્થા હોતી નથી તે મનુષ્ય ગાંડાજેવો ગણાય છે. વ્યવસ્થા રાખ્યા વિના વર્તનારો ગાંડાજેવો મનુષ્ય પોતાના ગૃહવ્યવહારનું ને પોતાની આજીવિકામાટેના પ્રાપ્તવ્યવહારનું કામ પણ જેવું કરવું જોઇએ તેવું કરી શકે નહિ તો પછી તે પોતાના પરમાર્થનાં સાધનોનું યથાયોગ્ય સેવન તો ક્યાંથીજ કરી શકે ? ને તેનું ફલ પણ તે કેવી રીતે પ્રાપ્ત કરી શકે?

હે પરમાત્મન્ ! હે કરુણામહોદધે ! હે સદ્ગુરો ! વ્યવહારનાં સર્વ કામોમાં તથા પરમાર્થનાં સર્વ સાધનોમાં અત્યંત અડચણ કરનાર

આ અવ્યવસ્થાનામના દોષનો સંપૂર્ણ વિનાશ કરવાનું તથા મારા બંને પ્રકારના પ્રત્યેક કામમાં ઉત્તમપ્રકારની વ્યવસ્થાથી વર્તવાનું બલ આ અતિદીન જીવને આપવાની કૃપા કરશો. એજ શુભાશા, એજ શુભાભિલાષા. ૐ

એ પ્રમાણે અવ્યવસ્થાનામનો દોષ દૂર કરવામાટે કરવાયોગ્ય શ્રેયોભાવના પૂરી થઇ. ૪

---

## ૫ જડતાને દૂર કરવાની શ્રેયોભાવના

જડતા, મોહ, અવિવેક, અણસમજ, મૂર્ખતા, મૂઢતા ને અજ્ઞાન એ શબ્દો એક અર્થના વાચક છે. જે મનુષ્યનું અંતઃકરણ જડતાવાળું હોય છે તે મનુષ્ય મનુષ્યશરીરધારી છતાં પણ પશુ, કીટ, વૃક્ષ કે પાષાણજેવો ગણાય છે. એવા જડ મનુષ્યને કોની પાસે કેમ બેસવું, કોની પાસે કેમ બોલવું, કોની પાસે કેમ વર્તવું, અને કયા પ્રસંગમાં કેવી રીતનું વર્તન કરવું એ સમજાતું નથી. તે ગુરુજનોની ને પૂજ્ય પુરુષોની પાસે અણઘટતી રીતે બેસે છે, અને ગુરુજનોની, પૂજ્ય પુરુષોની ને અપરિચિત જનોની આગળ શિષ્ટાચારથી વિરુદ્ધ ગમે તેમ બોલે છે, તે બાલકો જુવાનો પ્રૌઢ મનુષ્યો ને વૃદ્ધોની આગળ પોતાની મૂર્ખતા પ્રકટ થાય એવું અયોગ્ય વર્તન ચલાવે છે, અને ઘણી વાર તે પોતાની અણસમજથી વિવાહના જેવા પ્રસંગમાં વરષીના જેવું ને વરષીના જેવા પ્રસંગમાં વિવાહના જેવું વર્તન ચલાવી ઉપહાસને તથા અપમાનને પાત્ર થાય છે. હે પ્રભો! હે દીનબંધો! હે અશરણશરણ! હે કૃપામહોદધે! મારા અંતઃકરણમાં આ દુષ્ટ જડતાનો જે અંશ રહ્યો હોય તે દૂર કરવાની આપ કૃપા કરશો.

જડ માણુસ પોતાની મૂર્ખાઇથી જ્યાં ત્યાં અનાદર પામે છે. તેનાં નિકટનાં સગાં પણ તેને આદર આપતાં નથી તો દૂરનાં સગાં ને અન્ય પરિચિત તથા અપરિચિત મનુષ્યો તેને આદર ન આપે એમાં શું આશ્ચર્ય ? મનુષ્યના અંતઃકરણમાં રહેલો વિવેકરૂપ પ્રકાશજ અન્ય જનોપર ભાર પાડે છે. જેના અંતઃકરણમાં વિવેકરૂપ પ્રકાશ નથી તે જડ મનુષ્યનો અન્ય મનુષ્યઉપર શો ભાર પડે ? ને તેનું માન પણ કોણ જાળવે ? હે વિવેકોદધે ! આપ કૃપા કરી મારા અંતઃકરણમાં જડતાનો જે અંશ રહ્યો હોય તે દૂર કરી તેમાં રમણીય વિવેકની વૃદ્ધિ કરવા કૃપા કરશો.

જડ પાષાણાદિને મનુષ્યો ઠેબે મારે છે, જડજેવા જણાતા છોડ, વેલા ને વૃક્ષોને મનુષ્યો છેદેભેદે છે, અને જડજેવા જણાતા કીટોને અને પશ્વાદિકને મનુષ્યો માર મારે છે. આમ જ્યાં જ્યાં દુઃખના હેતુભૂત જડતા રહેલી હોય છે ત્યાં ત્યાં દુઃખ રહેલું હોય છે. જે મનુષ્યને દુઃખ ન જોઇતું હોય તે મનુષ્યે પોતાના અંતઃકરણમાં રહેલી જડતા દૂર કરવા ઘણામાં ઘણો પ્રયત્ન ધૈર્ય ને સાવધાનતા રાખીને કરવો જોઇએ. હે દુઃખાતીત પ્રભો ! મારા અંતઃકરણમાં દુઃખના કારણરૂપ જડતાનો જે અંશ રહ્યો હોય તેને દૂર કરવાની આપ કરુણા દર્શાવશો.

જેમ સર્વના મિત્રરૂપ બ્રાહ્મણનો ને પશુઘાતક ખાટકીનો સંગ સંભવતો નથી, જેમ પ્રશાંત ને પવિત્ર બ્રાહ્મણનો ને કલાલનો સંગ સંભવતો નથી, જેમ પુણ્યવાનનો ને પાપીનો સંગ સંભવતો નથી, જેમ સત્યવાદીનો ને મિથ્યાવાદીનો સંગ સંભવતો નથી, જેમ ચોરનો ને શાહુકારનો સંગ સંભવતો નથી, જેમ પવિત્ર રહેનાર માણસનો ને મલિન રહેનાર માણસનો સંગ સંભવતો નથી, જેમ પતિવ્રતાનો ને વેસ્યાનો સંગ સંભવતો નથી, જેમ સર્વદા આકાશમાં ઊડનાર

અનલપક્ષીનો ને સર્વદા ભૂમિપર ચાલનાર પશુનો સંબંધ સંભવતો નથી, જેમ ઉદ્યોગીનો ને આળસુનો સંગ સંભવતો નથી, જેમ પ્રામાણિકનો ને અપ્રામાણિકનો સંગ સંભવતો નથી, જેમ મહત્ત્વાકાંક્ષી ઉદ્યોગી મનુષ્યનો ને પોતાના પ્રારબ્ધકર્મપ્રમાણે ઘસડાતા આળસુ મનુષ્યનો સંગ સંભવતો નથી, જેમ પુરુષપ્રયત્નને બલવાન્ માનનારનો ને પ્રારબ્ધ-કર્મને બલવાન્ માનનારનો સંગ સંભવતો નથી, જેમ દાહકનો ને દાહ્યનો સંગ સંભવતો નથી, જેમ હિંસકનો ને હિંસ્યનો સંબંધ સંભવતો નથી, અને જેમ અજવાળાનો ને અંધારાનો સંબંધ સંભવતો નથી, તેમ સાચા જ્ઞાનયુક્ત આનંદનો ને જડતાનો સંબંધ પણ સંભવતો નથી. જ્ઞાનયુક્ત આનંદ એ સત્ત્વગુણનો ધર્મ છે, ને જડતા એ તમોગુણનો ધર્મ છે, તે બંને એક અંતઃકરણમાં એકસમયે ભેળાં શી રીતે રહી શકે ? નજ રહી શકે. હે આનંદમહોદધે ! મારા અંતઃકરણમાં જો જડતાનો લેશ પણ રહ્યો હોય તો તે જડતાના લેશનો નાશ કરી નાંખવાની આપ અનુકંપા કરશો.

વિવેક મનુષ્યનું ઊર્ધ્વગમન કરાવનાર છે, ને જડતા મનુષ્યનું અધોગમન કરાવનાર છે. વિવેકી મનુષ્યને સમજુ લોકો માન આપે છે, તેમાં તેઓ પૂજ્યભાવ રાખે છે, તેનો તેઓ અન્નવસ્ત્રાદિથી સત્કાર કરે છે, દુઃખી મનુષ્યો આપત્કાલમાં તેનું શરણ ગ્રહણ કરી તેને પોતાના દુઃખની નિવૃત્તિનો ઉપાય પૂછે છે, અને વ્યવહારપરમાર્થની ગુંચવણમાં ઘુંચાઇ ગયેલા મનુષ્યો પોતાની તે ઘુંચવણ ઊકેલવા તેમનું સાહાય્ય માગે છે; પણ જડ મનુષ્યને લોકો માન આપતા નથી, કિંતુ તેનો ઉપહાસ કરે છે, તેમાં કોઇ સમજુ માણસો પૂજ્યભાવ રાખતાં નથી, તેનો અન્નવસ્ત્રાદિવડે કોઇ સત્કાર કરતું નથી, આપત્કાલમાં દુઃખી મનુષ્યો તેનું શરણ ગ્રહણ કરી તેનું સાહાય્ય ન માગે એ ઊઘાડી

વાત છે, અને પોતાના વ્યવહારપરમાર્થની મુંચવણવાળી વાતમાં તેને કોઇ કાંઇ પણ ન પૂછે એ પણ સ્પષ્ટ વાત છે. મૂઢ માણસ માત્ર આકૃતિથી માણસ છે, પણ અંતઃકરણથી તે માણસ નથી, અંતઃકરણથી તો ઘણે અંશે તે પશુના જેવો હોય છે. હે ભગવન્! મનુષ્યના જીવનને પશુના જીવનજેવું કરી દેનારી મૂઢતાથી આપ મારા અંતઃકરણનું રક્ષણ કરવા અનુગ્રહ કરશો.

જે મનુષ્યનું અંતઃકરણ મૂઢતાવાળું હોય છે તે મનુષ્યને પોતાનું હિત શામાં રહ્યું છે, ને પોતાનું અહિત શામાં રહ્યું છે તે સમજાતું નથી, પોતાનો લાભ શામાં રહ્યો છે, અને પોતાનો અલાભ શામાં રહ્યો છે તે પણ તેને સમજાતું નથી, પોતાનો હિતેચ્છુ કોણ છે, અને પોતાનો શત્રુ કોણ છે તે તેનું અંતઃકરણ જાણી શકતું નથી, પોતાનું કર્તવ્ય શું છે, અને પોતાનું અકર્તવ્ય શું છે તે તેનું મન કળી શકતું નથી, આ મનુષ્ય વિશ્વાસ રાખવાયોગ્ય છે, ને આ મનુષ્ય વિશ્વાસ રાખવાયોગ્ય નથી એમ તે મૂઢ મનુષ્ય સમજી શકતો નથી, આ મનુષ્યનો સંગ સેવવાયોગ્ય છે, ને આ મનુષ્યનો સંગ સેવવાયોગ્ય નથી એમ તે જડ મનુષ્ય જાણી શકતો નથી, આ પુસ્તક મારે વાંચવાયોગ્ય છે, ને આ પુસ્તક મારે વાંચવાયોગ્ય નથી એમ તે બુદ્ધિહીન મનુષ્યના જાણવામાં આવી શકતું નથી, આવા શુભવિચારથી ને આવા શુભકર્મથી મારી ઉન્નતિ થશે, અને આવા અશુભવિચારથી અને આવા અશુભકર્મથી મારી અવનતિ–પડતી–થશે એમ તે જાડી મતિવાળો મનુષ્ય જાણી શકતો નથી, આવા પવિત્ર વિચારોથી ને આવા પવિત્ર વર્તનથી મારો પરલોક સુધરશે, અને આવા પાપી વિચારોથી ને આવા પાપી વર્તનથી મારો પરલોક બગડશે એમ તે મૂર્ખ મનુષ્ય સમજી શકતો નથી, આવા

સવળા વિચારોથી ને આવાં સારાં કર્મોથી મારું દેવને દુર્લભ એવું મનુષ્યજીવન સુધરશે, અને આવા અવળા વિચારો ને ઉંધાં કર્મોથી મારું મનુષ્યજીવન ધૂળમાં મળી જશે એમ તે જડ મનુષ્ય સમજી શકતો નથી. આમ વિવેકહીન મનુષ્ય પોતાનું આ લોકનું હિત સાધી શકતો નથી, સ્વર્ગની પ્રાપ્તિ કરાવનારાં શાસ્ત્રોક્ત પુણ્યકર્મનું અનુષ્ઠાન કરી શકતો નથી, અને મોક્ષનાં સચ્છાસ્ત્રે ઉપદેશેલાં સાધનો સિદ્ધ કરી શકતો નથી. હે અકારણ કરુણા કરનારા ગુરુદેવ! મારા અંતઃકરણમાં અપકારક વિવેકહીનતાનો જે અંશ રહ્યો હોય તે અંશ દૂર કરી દેવા આપ સંપૂર્ણ દયા વર્ષાવશો.

સુબુદ્ધિહીન મનુષ્ય પોતાને જે માર્ગે ચાલવાનું હોય તે માર્ગમાંજ કાંટા ને કાંકરા નાંખે છે, જે મનુષ્યોથી પોતાને લાભ થવાનો સંભવ હોય તે મનુષ્યોની સાથે તે કલહ કરે છે, જે દુર્જનોથી પરિણામે પોતાને હાનિ થવાનો સંભવ હોય તે દુર્જનોની સાથે તે મૈત્રી કરે છે, તે સારાં ફલો આપનાર આંબાનાં ઝાડોને ખોદી નાંખે છે, ને મોટી શૂળોવાળા બાવળનાં ઝાડોને ખાતર નાંખીને પાણી પાય છે, તે પોતાના મનને સ્થિર રાખી સમજપૂર્વક પોતાનો પ્રાપ્તવ્યવહાર કરતો નથી, પણ નિરર્થક રખડવામાં તે સુખ માને છે, તેને વિદ્યા કે દૈવીસંપત્તિ રુચતાં નથી, પણ આળસ ને આસુરીસંપત્તિ રુચે છે, તેને સત્પુરુષોની ને સચ્છાસ્ત્રોની આજ્ઞાનું પરિપાલન કરવું ગમતું નથી, પણ ઉચ્છૃંખલપણે વર્તવાનું ગમે છે, વળી તેના ચાલવામાં, બોલવામાં, બેસવામાં, જમવામાં, પાણી પીવામાં ને આપવાલેવા આદિ ક્રિયાઓમાં પણ તેની બુદ્ધિહીનતા અન્ય સમજુ મનુષ્યોને સ્પષ્ટ જણાઇ આવે છે. આવી જડતા મનુષ્યને પોતાના મનુષ્યજન્મનો ઉત્તમપ્રકારનો લાભ લેવા દેતી નથી તેથી મારે તેનો જેટલો થઈ શકે તેટલો પરિત્યાગ કરવો ઉચિત

છે. હે દયાસિંધુ સદ્‌ગુરો! આ જીવના અંતઃકરણમાં આવી જેટલી મૂર્ખતા રહી હોય તે સર્વ મૂર્ખતા દૂર કરવા આપ કારુણ્ય વર્ષાવશો.

બુદ્ધિવિનાનો જડ મનુષ્ય સદ્યોમોક્ષ કે ક્રમમોક્ષ મેળવી શકતો નથી. તેના તમોગુણપ્રધાન અંતઃકરણમાં વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ ને મુમુક્ષુતા એ બ્રહ્મજ્ઞાનનાં સાધનો, તેના અંતઃકરણમાં શ્રદ્ધા, ઉમંગ ને સદાગ્રહવાળા પ્રયત્નનો અભાવ હોવાથી આવિર્ભાવ પામી શકતાં નથી. એ વિવેકાદિની પ્રાપ્તિના અભાવે તે જડજેવો મનુષ્ય વેદાંતશાસ્ત્રનું યથાવિધિ શ્રવણ, મનન કે નિદિધ્યાસન કરી શકતો નથી, ને તેથી તે બ્રહ્મસાક્ષાત્કાર કરી વર્તમાનજન્મમાં મોક્ષ મેળવી શકતો નથી. તેના અંતઃકરણની શુદ્ધિ ને સ્થિરતા ન હોવાથી તે કોઇ પણ પ્રકારની અહંગ્રહોપાસના કરી શકતો નથી, ને તેથી તે અહંગ્રહોપાસનાના પરિપાકવડે પ્રાપ્ત થતો ક્રમમોક્ષ પણ મેળવી શકતો નથી. એવી રીતે એ દુષ્ટ જડતા મનુષ્યને સદ્યોમોક્ષ અને ક્રમમોક્ષ પ્રાપ્ત થવા દેતી નથી માટે હે પ્રભો! મારા અંતઃકરણને એ દુષ્ટ જડતાના સદ્‌ભાવવિનાનું રાખવા આપ દયા દર્શાવશો.

અંતરિક્ષલોકથી માંડીને સત્યલોકસુધીના લોકની પ્રાપ્તિ શાસ્ત્રોક્ત શુભકર્મના વિધિવત્ અનુષ્ઠાનથી થાય છે. જો શાસ્ત્રના ને શાસ્ત્રોક્ત શુભકર્મનું સેવન કરનારા પુરુષોના ઉપદેશમાં સંપૂર્ણ શ્રદ્ધા ન હોય, તથા જો અંતઃકરણમાં શુભકર્મ કરવાનો ઉમંગ અને તે શુભકર્મમાં રાખવી જોઇતી સાવધાનતા ન હોય તો મનુષ્યથી શાસ્ત્રોક્ત શુભકર્મનું યથાયોગ્ય અનુષ્ઠાન થઇ શકતું નથી, ને તેથી ભુવર્લોક, સ્વર્લોક, મહર્લોક, જનલોક, તપલોક કે સત્યલોકમાંના એક પણ ઉત્તમ લોકની પ્રાપ્તિ તે મનુષ્યથી કરી શકાતી નથી, ને ત્યાંનું ઉત્તમ સુખ તેનાથી મેળવી શકાતું નથી. જડ અંતઃકરણવાળા મનુષ્યમાં શાસ્ત્રોક્ત શુભ-

કર્મમાં શ્રદ્ધા, શાસ્ત્રોક્ત શુભકર્મ કરવાનો ઉમંગ ને શાસ્ત્રોક્ત શુભકર્મ કરવામાં રાખવી જોઇતી સાવધાનતાનો સદ્ભાવ હોતાં નથી તેથી તે ઉપર જણાવેલા ભુવર્લોકાદિ છ લોકમાંના કોઈ પણ એક લોકની પ્રાપ્તિ શરીરપાતપછી કરી શકતો નથી. એવી રીતે મનુષ્યની ભવિષ્યની ઉન્નતિમાં જડતા વિઘ્ન કરનારી છે. હે દીનદયાલુ પરમાત્મન્! આવી મનુષ્યની ભવિષ્યની ઉન્નતિની રોધક જડતા મારા અંતઃકરણમાં રહી હોય તે નિવૃત્ત કરવા આપ અવશ્ય અનુગ્રહ કરશો.

જડ અંતઃકરણવાળો મનુષ્ય જોઇતી સમજશક્તિને અભાવે આજીવિકામાટે કરવો જોઇતો કોઇ પણ પ્રકારનો ધંધો સારી રીતે કરી શકતો નથી તેથી તેને પોતાની ને પોતાના પોષ્યવર્ગની આજીવિકા ચલાવવામાં ઘણું કષ્ટ સહન કરવું પડે છે. તેવો મનુષ્ય જે જે ધંધો કરવામાં પ્રવૃત્ત થાય છે તે તે ધંધામાં પ્રાયશઃ તે ખત્તા ખાય છે. આમ થવાથી તે લોકોના ઉપહાસને પાત્ર થઇ તથા લોકોથી અપમાન પામી દુઃખી થાય છે. હે હૃદયગુહામાં વિરાજતા અંતર્યામિન્! આ જીવના અંતઃકરણમાં રહેલી આવી અપકારક જડતા નિઃશેષ દૂર કરવાની આપ દયા દર્શાવશો.

જડ મનુષ્યનું અંતઃકરણ તમોગુણપ્રધાન અલ્પરજોગુણવાળું હોવાથી ભ્રમણાવાળું હોય છે તેથી વ્યવહારપરમાર્થના કોઇ પણ વિષયમાં તે જોઇએ તેવું સ્થિર થઇ શકતું નથી. તેનો કોઇ પણ વિચાર સ્થિર હોતો નથી, અને તેની વ્યવહારપરમાર્થના કોઇ પણ કામમાં સાવધાનતા ને એકાગ્રતાથી પ્રવૃત્તિ થઇ શકતી નથી. તેવા જડ મનુષ્યનું મસ્તિષ્ક અપૂર્ણ હોવાથી તે અતિસ્વાર્થી, અતિક્રોધી, અનમ્ર, (સ્તબ્ધ,) નિરર્થક રઝળવામાં સુખ માનનાર, શુભાશુભવિચારહીન, કર્તવ્યનિષ્ઠારહિત ને ઉચ્છૃંખલ હોય છે. હે સર્વાંતર્યામી મહેશ્વર! મારા

અંતઃકરણને આ બહુ દોષવી જનનીરૂપ જડતાથી રહિત રાખવા આપ કરુણા કરશો.

એ પ્રમાણે જડતાનામનો દોષ દૂર કરવામાટે કરવાયોગ્ય શ્રેયોભાવના પૂરી થઈ. ૫

## ૬ ચિંતાને દૂર કરવાની શ્રેયોભાવના

મનુષ્યાદિના અંતઃકરણની સુખાનુભવ કરાવનારી સ્વાભાવિક પ્રસન્નતાને દૂર કરી નાંખી તેના અંતઃકરણને પરિતાપનો અનુભવ કરાવનારી અંતઃકરણની વૃત્તિ ચિંતા કહેવાય છે. ખેદ, શોક, વિષાદ, ઉચ્ચાટ, ઉદ્વેગ, પરિતાપ, સંતાપ, બળત્રા, ફીકર અને દીલગીરી એ ચિંતાના પર્યાય છે. એ ચિંતા પ્રિય પ્રાણિપદાર્થનો વિયોગ થવાથી, વા તેનો વિયોગ થશે એવી કલ્પના થવાથી, કિંવા પ્રતિકૂલ પ્રાણિપદાર્થનો સંયોગ થવાથી વા તેનો સંયોગ થશે એવી કલ્પના થવાથી મનુષ્યાદિના અંતઃકરણમાં આવિર્ભાવ પામે છે, અને તેમના અંતઃકરણને, ઈંદ્રિયોને તથા રુધિરાદિ ધાતુઓને તપાવી તેમને ન્યૂનાધિક દુઃખાનુભવ કરાવે છે. એ ચિંતા મનુષ્યાદિના અંતઃકરણાદિને બહુ અપકારક હોવાથી પોતાના અંતઃકરણમાં આવિર્ભાવ પામતી તે ચિંતાને પોતાના અંતઃકરણમાંથી દૂર કરવામાટે ચિંતાગ્રસ્ત મનુષ્યે ચિંતાનાં કારણોનો વિચાર કરી નીચે જણાવેલી વા એને મળતી શુભભાવનાઓ તથા અન્ય ઉપકારક ક્રિયાઓ કરવી જોઇએ.

કોઈ પણ નિમિત્તથી પોતાના માનેલા દ્રવ્યની હાનિ થવાથી, અથવા પોતાના માનેલા દ્રવ્યની કોઈ પણ નિમિત્તથી હાનિ થવાનો સંભવ છે એવી કલ્પના થવાથી, વા દ્રવ્યતૃષ્ણાથી મનુષ્યનું અંતઃકરણ

જ્યારે ચિંતાને વશ થાય ત્યારે તે મનુષ્યે આવી કે આને મળતી શુભભાવના કરવી જોઇએઃ—

મનુષ્યના પૂર્વજન્મના પુણ્યથી ને તેના વર્તમાનજન્મના શુભ-પ્રયત્નથી તેને ધનનો લાભ થાય છે. તે ધનનો ને તે મનુષ્યનો જ્યાંસુધી સ્વસ્વામિભાવસંબંધ હોય ત્યાંસુધી તે ધન તેની પાસે રહે છે. જ્યારે તેમનો સ્વસ્વામિભાવસંબંધ પૂરો થાય છે ત્યારે તે બંનેનો અવશ્ય પરસ્પર વિયોગ થાય છે. આ નિયમને અનુસરીને, મેં મારા માની લીધેલા દ્રવ્યનો મારાથી વિયોગ થયો તેથી, મારે શોક કરવાનું કાંઇ પણ યોગ્ય કારણ નથી. મારા શોક કરવાથી અમુક નિમિત્તથી ગયેલું મારું તે ધન મને કદીપણ પાછું મળવાનું નથી, તો પછી મારે તે માટે નકામો શોક કરી મારા મનને તથા શરીરને શામાટે તપાવવાં જોઇએ ? વળી ભવિષ્યમાં અમુક કારણથી મારા ધનનો જો નાશ થશે તો ભવિષ્યમાં હું મારો જીવનનિર્વાહ કેવી રીતે ચલાવી શકીશ ? એવી કલ્પના કરીને પણ મારે દુઃખદ ચિંતાને વશ શામાટે થવું જોઈએ ? જો હું શાસ્ત્રીયદૃષ્ટિએ વિચારું તો મારા પાસેથી મારું માનેલું જે ધન ગયું તે પરમાર્થપક્ષે મારું કોઈ પણ પ્રકારનું હિત કરવાસારુજ ગયું હશે. કરુણાલુ પ્રભુ પણ શ્રીમુખે એવા ભાવનું જ કહે છેઃ—
"**यस्यानुग्रहमिच्छामि तस्य सर्वं हराम्यहम्**" (હું જે મનુષ્યના ઉપર કૃપા કરવા ઇચ્છું છું તે મનુષ્યના ધનાદિ સર્વને હું હરણ કરું છું.) વસ્તુતાએ અહીં મારું કાંઈ પણ નથી, મારું માનવામાં આવતું સર્વ ધન વિશ્વપતિ પરમાત્માનુંજ હતું. મારું માની લીધેલું ધન તે ધનના સાચા સ્વામી પરમાત્માએ કોઈ નિમિત્તે મારા પાસેથી સંભાળી લઈ તેની તેમની ઇચ્છાપ્રમાણે વ્યવસ્થા કરી તેમાં મારે નકામો સંતાપ કરી મારા મગજને તથા લોહીને શામાટે તપાવવાં

જોઇએ ? મારા પ્રારબ્ધકર્મનો વિચાર કરીને પણ મારે મારા મનને ચિંતાથી રહિત સુપ્રસન્ન રાખવું જોઇએ. મારા માનવામાં આવેલા ધનનો ને મારો સ્વસ્વામિભાવસંબંધ ( આ ધન મારું છે, અને હું તેનો સ્વામી છું એવો પરસ્પરનો સંબંધ ) પ્રારબ્ધકર્માધીન હોવાથી તે પ્રારબ્ધકર્મની સમાપ્તિએ એ સ્વસ્વામિભાવસંબંધ નિવૃત્ત થાય એ સ્વાભાવિક હોવાથી મારે મારા ગયેલા ધનના સંબંધમાં ખેદ કરવો ઉચિત નથી. હું સચ્ચિદાનંદરૂપ આત્મા છું, અને અંતઃકરણની જાગ્રત્, સ્વપ્ન ને સુષુપ્તિની સર્વ ત્રિપુટીઓની સાથે મારો લેશ પણ વાસ્તવિક સંબંધ નથી. મારા સ્થૂલદેહની સાથે સંબંધ રાખનારા મારા માનેલા દ્રવ્યના વિયોગથી મારા અસંગસ્વભાવવાળા પૂર્ણકામ આત્માને કોઈ પણ પ્રકારની વાસ્તવિક હાનિ થઈ નથી. મારા મનના બહિર્મુખપણાથી અને મારા મને માની લીધેલા દ્રવ્યના સુખદપણાના ભ્રમથી મારું મન દ્રવ્યના વિયોગથી તપે છે, ને મારો જીવ તેને ( મારા મનને ) અનુસરનારો થઇ ગયેલો હોવાથી તપવા લાગે છે. હે જીવ ! તું ઉપર જણાવેલા વિવેકને બલવાન્ કરી પ્રસન્ન રહે. તારે નકામું શામાટે તપવું જોઇએ ? શું તારા પરિતાપ કરવાથી તે ગયેલું દ્રવ્ય તને પાછું પ્રાપ્ત થવાનું છે ? જો તે તને પુનઃ પ્રાપ્ત થવાનું નથી, તો પછી તારે તેનું વિસ્મરણ કરવું એજ તને ઉચિત ને હિતકર છે. હે જીવ ! તારું વાસ્તવિક સ્વરૂપ સચ્ચિદાનંદસ્વભાવવાળો આત્મા છે. એ સચ્ચિદાનંદ-સ્વભાવવાળો આત્મા પોતાના સ્વભાવથીજ દુઃખરહિત પરમસુખરૂપ છે. તે અસંગ ને પૂર્ણાનંદ આત્મા દ્રવ્યના હોવાથી સુખી થાય એવો ને દ્રવ્યના ન હોવાથી દુઃખી થાય એવો નથી. તે સહજાનંદરૂપ આત્માને તો સોનું, રૂપું, પાષાણ ને માટી એ સર્વ સરખાંજ છે. પ્રાણથી પર રહેલા એ પૂર્ણકામ આત્માને કદીપણ ભૂખતરષ લાગતી નથી, કે જેથી

તેને પોતાની ભૂખતરષ શમાવવા અન્નજલ વેચાતાં લેવામાટે દ્રવ્યની આવશ્યકતા જણાય. અસંગ, નિષ્કામ ને સ્વરૂપાવસ્થિત એ આત્માને વસ્ત્રોની, પાત્રોની, અલંકારોની, વાહનોની ને નિવાસસ્થાનાદિની પણ અગત્ય નથી, કે જેથી તેને દ્રવ્યવિના ચાલે નહિ. વ્યવહારપક્ષે જો મારે મારા સ્થૂલશરીરાદિના નિર્વાહમાટે અન્નજલાદિની અપેક્ષા હોય તો મારા સ્થૂલદેહનું નિર્વાહક પ્રારબ્ધકર્મ તે સર્વ આવશ્યક વસ્તુઓ તેને અવશ્ય પૂરી પાડશે. આવો વિચાર કરી હે મન ! તું સદા સુ- પ્રસન્ન રહે, સદા અદ્વૈતતત્ત્વનો વિચાર કર, અને પરમાનંદરૂપમાં સદા વિશ્રાંતિ પામ. મૃગજલજેવા મિથ્યા પ્રતીત થનારા દ્રવ્યના ચિંતનથી તું પરિતાપ નજ પામ.

પ્રારબ્ધકર્મના પરિપાકથી વા વર્તમાનકાલના પુરુષપ્રયત્નથી જે દ્રવ્ય મને અવસ્ય આવી મળવાનું હશે તે અવસ્ય આવી મળશે, વા જો તે નહિ આવી મળવાનું હોય તો નહિજ આવી મળે. તેના સંબંધમાં વારંવાર નકામા વિચારો કરી મારે મારા ચિત્તને શામાટે તપાવવું જોઇએ ? એ દ્રવ્યથી મને સાચું સુખ થવાનો લેશ પણ સંભવ નથી, પણ જો હું વિવેકને જાગ્રત્ ન રાખું તો મને તેથી દુઃખજ થવાનો સંભવ છે. મારું વાસ્તવિક સ્વરૂપજ આનંદઘન છે, માટે મારે તે વાસ્તવિક દ્રવ્ય જે હમણાં મને અપ્રાપ્તજેવું જણાય છે તે પ્રાપ્ત કરવામાટે ઘણામાં ઘણો પ્રયત્ન કરવો જોઇએ.

મારા વિહિતપ્રયત્નવડે અને મારા પ્રારબ્ધકર્મવડે મને જે વસ્ત્રો, અલંકારો, વાસણો, ગૃહશૃંગારની સામગ્રી, ગૃહ, ક્ષેત્ર, પશુઓ, વાહનો ને સેવકાદિ પ્રાપ્ત થાય તેમાં મારે સંતોષ રાખવો જોઇએ. તે વસ્ત્રાદિની જોઈતા પ્રમાણમાં વા વધારે પ્રમાણમાં પ્રાપ્તિ ન થવાથી મારે મારા અંતઃકરણને શોકાગ્નિવડે બાળવું ન જોઇએ. મારે વિચારવું

જોઇએ કે હું ગમે તેટલો શોક કરું, ને મારા રુધિરમાંસાદિને શોકવડે ગમે તેટલાં બાળુ તો તેથી મને તે વસ્તુઓ પ્રાપ્ત થઇ જવાની નથી, પણ શોક કરવાથી મારા પ્રાપ્ત મનોબલને, મારા પ્રાપ્ત ઇંદ્રિય-સામર્થ્યને, મારા પ્રાપ્ત શરીરસામર્થ્યને અને મારા પ્રાપ્તવ્યવહારને હાનિ પહોંચવાનો સંભવ છે. આગળ કહેલી સામગ્રીની ન્યૂનતાથી જો મને અને મારા પોષ્યવર્ગને અડચણ પડતી હોય તો તે અડચણ દૂર કરવા મારે આદરપૂર્વક યોગ્ય પ્રયત્ન કરવો જોઇએ. મનુષ્યે પ્રાપ્ત દુઃખ દૂર કરવાના ઉપાયોનું સેવન કરવું તે ઉચિત છે, પણ પ્રાપ્ત દુઃખ દૂર કરવાના જે ઉપાયો નથી, કિંતુ જે અપાયો છે તેનું સેવન કરવું તે ઉચિત નથી. મનુષ્યને જે દુઃખ પ્રાપ્ત થયું હોય તેની નિવૃત્તિ કરવાનું ચિંતા એ સાધન નથી, પણ તે તેના પ્રાપ્ત દુઃખમાં વધારો કરનારી છે. જે મનુષ્ય પોતાના પ્રાપ્ત દુઃખમાં વધારો કરવા ઇચ્છતો હોય તેણેજ તેનું સેવન કરવું ઉચિત ગણાય, પણ જેને પોતાના પ્રાપ્ત દુઃખની નિવૃત્તિ કરવી હોય તેને ચિંતાનું સેવન કરવું એ ઉચિત ગણાયજ નહિ.

પોતાના પ્રિય સગાના કે પ્રિય સ્નેહીના મંદવાડથી વા મરણથી મનુષ્યે પોતાના લોહી આદિને બાળનારી ચિંતાને વશ ન થતાં આમ વિચારવું જોઇએઃ–તે સગાના કે તે સ્નેહીના મંદવાડને દૂર કરવામાટે મારાથી જે ઔષધોપચાર કરીકરાવી શકાય તે ઔષધોપચાર મારે કરવાકરાવવા, તથા મારાથી તેમને દ્રવ્યાદિનું જે સાહાય્ય થઇ શકે તે સાહાય્ય મારે વિનય ને પ્રીતિથી કરવું, પણ ચિંતા કર્યા કરવી નહિ જોઇએ. તેમના મંદવાડની નિવૃત્તિમાટે મારાથી મંત્રજપાદિ જે અલૌકિક ઉપાય કરીકરાવી શકાય તે પણ કરવાકરાવવા. તેમના મનને જેથી શાંતિ મળે એવી લૌકિક તથા શાસ્ત્રીય વાતો તેમને સંભળાવવી. તેમનું મન વારંવાર પોતાના શારીરિક

રોગનું સ્મરણ કરી દુઃખી ન થાય માટે તેમને શ્રદ્ધાપ્રીતિથી પરમાત્મા-ના સ્મરણધ્યાનમાં તેમના મનને જોડવાનું સ્મરણ આપ્યા કરવું. જો તે સગામાં કે સ્નેહીમાં મારો સાચો પ્રેમ હોય તો મારે એવી રીતે વર્તવું જોઇએ, પણ મારે ચિંતા કે વિલાપ ન કર્યા કરવાં જોઇએ.

મારા સગાના કે મારા સ્નેહીના મરણની શંકાથી કે તેમના મરણથી પણ મારે મારા ચિત્તને શોકાગ્નિથી નજ બાળવું જોઇએ. જે વર્તમાનમાં જીવે છે તે હવે મરી જશે એવું તેનું અમંગલ મારે શામાટે ચિંતવવું જોઇએ ? પરમકરુણાલુ પરમાત્માની કૃપાથી તે જીવશે એમ તેનું મંગલ મારે શામાટે ન ચિંતવવું ? લૌકિક તથા અલૌકિક ઉપાયો યથાશક્તિ કર્યાં છતાં પણ જો તેના જીવનનિર્વાહક પ્રારબ્ધકર્મની સમાપ્તિ થવાથી તેનું મરણ થયું તો તેથી પણ મારે ચિંતાને વશ થવું ઉચિત નથી. તેનું મરણ થવાથી જો હું નિરંતર ઝુર્યા કરું તો તે મરણ પામનાર મનુષ્ય કાંઇ પુનઃ જીવન પામનાર નથી, ને મારી ચિંતાથી તેને કોઈ પણ પ્રકારનો લાભ પણ થનાર નથી. મરનારના જીવાત્માનું ભલું થાઓ, અને તે જ્યાં જે સ્થિતિમાં હોય ત્યાં તે સુખી થાઓ, એવી શુભ ભાવના મારે તે જીવાત્માના ભલામાટે કરવી ઉચિત છે, પણ મરનાર મનુષ્યના મરણથી શોકાગ્નિવડે બળ્યા કરવું, તેના વિયોગથી ઝુર્યાં કરવું, રોયા કરવું, કપાળ કે છાતી કૂટવાં, કે વિલાપ કર્યાં કરવો તે મરનાર મનુષ્યનું ને મારું હિત કરનાર નથી, એ શાસ્ત્રવચનોથી ને લૌકિકજનોના અનુભવથી સિદ્ધ છે, માટે મારે તે અપકારક પ્રવૃત્તિઓનો અવશ્ય પરિત્યાગ કરવો જોઈએ.

જ્યારે મનુષ્યના શરીરને મંદવાડ પ્રાપ્ત થયો હોય ત્યારે તેણે જો હું આમ માંદોજ રહીશ તો મારા પ્રાપ્તવ્યવહારનું શું થશે ? વા જો મારું મરણ થશે તો પરલોકમાં મારા જીવાત્માનું શું થશે ? વા મારી

પાછળ મારા પોષ્યવર્ગનો નભાવ શી રીતે ચાલશે ? વા મારો પ્રાપ્ત-વ્યવહાર કોણ ચલાવશે ? વા મારો પોષ્યવર્ગ નિરાધાર થઇ બહુ દુઃખી થઇ જશે, એવા પ્રકારની ચિંતાને વશ થઈ તેણે દુઃખી થવું ઉચિત નથી, પણ તેણે આમ વિચારવું જોઇએ; જે મંદવાડ મને થયો છે તે મંદ-વાડ મને સર્વદા રહેવાનો સંભવ નથી. મે ને મેમાન કેટલા દિવસ રહે છે ? વરસાદ જેમ વરસવાનું કામ બંધ કરે છે, અને કોઇને ઘેર આવેલો મેમાન પણ પોતાનું આવવાનું પ્રયોજન પૂરું થયે વિદાય થઇ જાય છે, તેમ મારા શરીરને પ્રાપ્ત થયેલો આ મંદવાડ પણ મારા મંદપ્રારબ્ધકર્મની સમાપ્તિ થયે અવસ્ય દૂર થઇ જશે, અને હું મારા આ મંદવાડથી મુક્ત થઇ નીરોગસ્થિતિનો અનુભવ કરીશ. મારે મારા મરણની શંકા લાવી ચિંતા કરવી પણ ઉચિત નથી. જે પ્રારબ્ધકર્મના ઉદયથી મારા આ સ્થૂલશરીરની ઉત્પત્તિ થઇ છે તે પ્રારબ્ધકર્મની સમાપ્તિ થયા વિના મારા આ સ્થૂલશરીરથી તેમાં રહેલા જીવાત્માનો વિયોગ થવાનો લેશ પણ સંભવ નથી. મનુષ્ય સો ગોળીઓ લાગ્યા છતાં, વા તરવારના સો ઘા પડ્યા છતાં પણ, જો તેનું પ્રારબ્ધકર્મ સમાપ્ત થયું ન હોય તો તે મરતો નથી, અને જો તેનું પ્રારબ્ધકર્મ સમાપ્ત થયું હોય તો તેને એક કાંટો વાગી તેમાંથી ઝામરો થઇ તે મરણ પામે છે એમ વિદ્વાનો કહે છે, તો મારે મારા પ્રારબ્ધકર્મપર વિશ્વાસ રાખી મારા મનને નચિંત રાખવું જોઇએ. જો મારું પ્રારબ્ધકર્મ સમાપ્ત થયું હશે તો અવસ્ય મારું મરણ થશે એમાં શંકા નથી. તે મરણને અટકાવી શકવાનું મારામાં લેશ પણ સામર્થ્ય નથી. જે કાલે જે થવાનું હશે તે સમય આવે અવસ્ય થશેજ, તેને હું અટકાવી શકવાનો નથી, ત્યારે મારે નકામી ચિંતા કરી મારા મનને તથા મારા શરીરને નકામાં શામાટે તપાવ્યા કરવાં જોઇએ ?

કોઇ દુર્જનો પોતાનો અનુચિત સ્વાર્થ નહિ સધાવાથી, વા પોતાનો કે પોતાનાં સગાંનો કે પોતાના સ્નેહીઓનો અનુચિત સ્વાર્થ સાધવાની દુષ્ટેચ્છાથી, અથવા સજ્જનોને અકારણ દુઃખ દેવાના પોતાના કુસ્વભાવથી જો કોઇની નિંદા કરે વા અન્યદ્વારા તેની નિંદા કરાવે તો તે મનુષ્ય પોતાના અંતઃકરણને ચિંતામાં નિમગ્ન નહિ થવા દેતાં તેને આવી હિતકર ભાવનાવડે સુપ્રસન્ન રાખવા પ્રયત્ન કરવો જોઇએઃ—જો તે મનુષ્ય કે મનુષ્યો મારા સ્થૂલશરીરની નિંદા કરતા હોય તો તે મનુષ્ય કે મનુષ્યો મારા શુભકર્મમાં મને સાહાય્ય કરનારા છે એમ મારે સમજવું જોઇએ. હું મારા સ્થૂલશરીરમાં રહેલી અહંતા, મમતા, તન્મયતા, આસક્તિ ને રમણીયતાની ભ્રાંતિ છોડવામાટે શાસ્ત્રોએ, મારા સદ્‌ગુરુએ ને સત્પુરુષોએ ઉપદેશ કરેલા વિવેકનો અભ્યાસ કરી મારા સ્થૂલશરીરની તે અસત્, જડ, કુત્સિત, ક્ષણપરિણામી ને તેમાં રાગ રાખનારને દુઃખ આપનાર છે એમ હું તેની તેમાં અનાદિકાલથી રહેલી સત્યપણાની, ચેતનપણાની, રમણીયપણાની ને સુખદપણાની ભ્રાંતિને નિર્મૂલ કરવામાટે નિરંતર નિંદા કરું છું. હું મારા સ્થૂલશરીરની નિંદા કરી તેમાં અનાદિ કાલથી રહેલો મોહ દૂર કરવામાટે જે પ્રયત્ન કરું છું તેમાં દુર્જનો મારા સ્થૂલશરીરની નિંદા કરી મને સાહાય્ય કરે છે, તેથી મારે મારા સ્થૂલશરીરની થતી નિંદાથી ચિંતા નહિ કરતાં વા મારા સ્થૂલશરીરના નિંદકોનો દ્વેષ નહિ કરતાં મારે તેમનો ઉપકાર માનવો જોઇએ. હવે જો તે દુર્જનો મારા આત્માની નિંદા કરતા હોય તોપણ મારે તે નિંદાથી ચિંતા ન કરવી જોઇએ, કેમકે મારો સચ્ચિદાનંદાદિ સ્વભાવવાળો આત્મા તે દુર્જનોના આત્માથી લેશ પણ ભિન્ન નથી. મારા આત્માની નિંદા કરવાથી તેઓ અજાણતાં પોતાના આત્માનીજ નિંદા કરે છે. તે દુર્જનો પોતાના અંતઃકરણમાં-

ના પાપસંસ્કારોના બહુપણાથી અજ્ઞાનને વશ થઇ પોતાના આત્માની નિંદા કરે તેમાં વિનાસમજે મારે શામાટે ચિંતા કરવી જોઇએ? જો મારે બ્રહ્મવેત્તા થવું હોય તો મારે દુર્જનોની સર્વ પ્રકારની નિંદાની સર્વદા ઉપેક્ષાજ કરવી જોઇએ. બ્રહ્મવેત્તાઓ તો કોઇ દુર્જનો પોતાની નિંદા કરે, વા કોઇ દુર્જનો પોતાનું અપમાન કરે, તો તે નિંદા તથા અપમાન પોતાને દૂષણ આપનારાં ન સમજતાં તે બંનેને પોતાના ભૂષણરૂપ માને છે, તેથી તેમની નિર્મલ, વિશાલ ને સ્થિરતા પામેલી બુદ્ધિમાં નિંદકોનાં વચનોથી કે અપમાનથી કાંઇ પણ ક્ષોભ થતો નથી. મારે જો બ્રહ્મવેત્તા થવું હોય તો મારે પણ મારી નિંદાને અને મારા અપમાનને મારા દૂષણરૂપ નહિ સમજતાં ભૂષણરૂપ સમજવાં જોઇએ. જેમ મલમૂત્રનો ત્યાગ કરનાર મનુષ્યના મલમૂત્રની કોઈ મૂર્ખ મનુષ્ય નિંદા કરે તો તેની તે નિંદાથી મલમૂત્રનો ત્યાગ કરનારા મનુષ્યની કાંઈ પણ હાનિ થતી નથી, તેમ જે આત્મવેત્તા પુરુષે અસત્, જડ ને દુઃખરૂપ જાણી પોતાના સ્થૂલશરીરને તથા સૂક્ષ્મશરીરને પોતાના અસંગ ને અવિકારી આત્મામાંથી દૂર કરી નાંખ્યાં છે તે આત્મવેત્તાના સ્થૂલશરીરની તથા સૂક્ષ્મશરીરની જો કોઇ દુર્જનો નિંદા કરે તો તેમની તે નિંદાથી તે આત્મવેત્તાની કાંઇ પણ હાનિ થતી નથી. હું જો આત્મવેત્તા હોઉં તો મારે પણ મારા સ્થૂલસૂક્ષ્મશરીરની નિંદાથી શોકને વશ નજ થવું જોઇએ, અને જો હું આત્મવેત્તા ન હોઉં, પણ આત્મવેત્તા થવા ઇચ્છતો હોઉં તોપણ મારે મારા સ્થૂલસૂક્ષ્મશરીરની કોઇ દુર્જનો નિંદા કરે તો તે સહન કરવાનો સ્વભાવ પાડવો જોઇએ.

વળી કોઈ દુર્જન જો કોઇ સજ્જનની નિંદા કરે તો તે સજ્જને આમ વિચારવું જોઇએઃ—જો કોઈ દુર્જનો મારી નિંદા કરીને પ્રસન્નતાનો

અનુભવ કરતા હોય તો તેઓ મારા કોઇ પણ પ્રકારના પ્રયત્નવિના મારા ઉપર અનુગ્રહ કરે છે. પોતાનું કલ્યાણ ઇચ્છનારા મનુષ્યો બીજા મનુષ્યોને સંતોષ આપવામાટે પોતે ઘણા કષ્ટથી જે ધન મેળવ્યું હોય તે ધન પણ તેમને આપે છે; અને આ દુર્જનો તો મેં તેમની કોઇ પણ પ્રકારની કાંઇ પણ સેવા કરી નથી, કે તેમને કાંઇ પણ ધન આપ્યું નથી, છતાં માત્ર મારી નિંદા કરીનેજ તેઓ આનંદાનુભવ કરે છે. વળી આ પૃથિવીપર મનુષ્યોને દીનપણું ને દુઃખીપણું બહુ સુલભ છે, પણ અદીન-પણું ને સુખીપણું દુર્લભ છે. એવી દુઃખમય પૃથિવીઉપર રહેનાર કોઇ મનુષ્ય જો મારી નિંદા કરીને પ્રસન્ન થતો હોય તો ભલે તે મનુષ્ય મારી સમીપમાં કે મારી પછવાડે તેની ઇચ્છા થાય એવી રીતે મારી નિંદા કરે. વળી આ દુર્જનોને મારે મારી માતા આદિના કરતાં પણ વધારે ઉપકારક ગણવા જોઇએ, કેમકે મારી માતા આદિએ તો મારી બાલ્યાવસ્થામાં મારો વિષ્ઠારૂપ મલ ઠીંકરાથી ઊસરડ્યો હતો, અને આ દુર્જનો તો મારી નિંદા કરી મારા પાપસંસ્કારરૂપ મલને પોતાના મુખરૂપ પાત્રવડે ઊસરડે છે.

ચિંતા કરવાથી મનુષ્યના સ્થૂલશરીરના રસાદિ સાતે ધાતુઓ બગડે છે, તેનો જઠરાગ્નિ મંદ થાય છે, તેના સ્થૂલશરીરનું સામર્થ્ય ઘટે છે, તેની ઇંદ્રિયોનું સામર્થ્ય ક્ષીણ થાય છે, તેનું બુદ્ધિબલ ઘટે છે, અને તેનું પ્રાણબલ પણ ઘટે છે. મનુષ્યનું મન ચિંતામાં નિમગ્ન રહે તો તે મનુષ્યથી સંધ્યાદિ શાસ્ત્રોક્ત નિત્યકર્મ, પરમાત્માની ભક્તિ, યોગાભ્યાસ કે બ્રહ્મજ્ઞાનનાં શ્રવણમનનાદિ સાધનોનું સેવન થઇ શકતાં નથી. આવી રીતે સર્વ પ્રકારે ચિંતા હાનિ કરનારી છે, માટે કોઇ પણ મનુષ્ય જો મારી કોઈ પણ પ્રકારની નિંદા કરે તો તેથી મારે ચિંતાને વશ થવું ઉચિત

નથી, પણ સ્વાભાવિક પ્રસન્નતામાં રહેવુંજ ઉચિત છે.

મેં આ મનુષ્યોનું કદી કાંઇ પણ બગાડયું નથી, પણ ઉલટું મારાથી જેટલું બની શકે તેટલું તેમનું મેં ભલું કર્યું છે, અને તેમના ભલામાં મેં મારાથી બની શકે તેટલો ભાગ પણ લીધો છે, છતાં આ લોકો ભાંડ, કોળી, વાઘરી, ઢેડ કે ભંગીના જેવા હલકા શબ્દો બોલી શામાટે મારી નિંદા કરે છે ? એવો વિચાર કરીને પણ મારે મારા મનને ચિંતાયુક્ત કરવું ઉચિત નથી. કૃતઘ્ની મનુષ્યોનો સ્વભાવજ એવો હોય છે કે તેઓ તેમના ઉપર અન્ય સજ્જને કરેલા ઉપકારનું લેશ પણ સ્મરણ કરતા નથી, અને તેમને અકારણ અપકાર કરવાની પ્રવૃત્તિ કરે છે. હડકાયું વા કરડકણું કૂતરું જેમ પ્રયોજનવિના નિરપરાધી મનુષ્યને કરડે છે, નાગ જેમ પ્રયોજનવિના નિરપરાધી મનુષ્યને ડસે છે, અને વિંછી જેમ પ્રયોજનવિના નિરપરાધી મનુષ્યને ડંખ મારે છે, તેમ દુર્જનો પણ પોતાના દુષ્ટ સ્વભાવને વશ થઇ કોઇ પણ પ્રકારના પોતાના યોગ્ય પ્રયોજનવિના સજ્જનોની નિંદા કરવામાં પ્રવૃત્ત થાય છે. દુર્જનો મચ્છરના જેવા છે, તેઓ મનુષ્યાદિને પગે પણ લાગે છે, અને ડંખ મારીને તેમનું લોહી પણ પીએ છે. જેમ મરચાં સ્વભાવથી તીખાં હોય છે, ને કાંકચ સ્વભાવથી કડવી હોય છે, તેમ દુર્જનો સ્વભાવથીજ સજ્જનોની નિંદા કરનારા હોય છે. જો હું આવા શુભ વિચારોનું આદરપૂર્વક સદા સેવન કર્યા કરું તો મારું અંતઃકરણ ચિંતારૂપ અગ્નિથી દાહ નજ પામે.

કોઇ વિશાલકાયાવાળો ભદ્રજાતિનો ઉત્તમ હાથી કોઇ ગામની પાસેથી ચાલ્યો જતો હતો. તેને જોઇ કેટલાંક કૂતરાં ભસવા લાગ્યાં, ને કેટલાંક ગધેડાં ભૂંકવા લાગ્યાં. તેમનું ભસવું ને ભૂંકવું સાંભળી તે હાથીના મનમાં લગાર ખેદ થયો. પછી જ્યારે એક રાજહંસે

તે હાથીને કહ્યું કેઃ–" જે ભસે છે તે કૂતરાં છે, ને જે ભૂંકે છે તે ગધેડાં છે, તે બંને કુલવાન્ પ્રાણી નથી," એવું તે રાજહંસનું કહેવું સાંભળી તે હાથીએ ખેદનો ત્યાગ કર્યો. જેમ આ હાથીએ પોતાને જોઈ ભસનારાં કૂતરાં છે, અને ભૂંકનારાં ગધેડાં છે એમ જ્યારે જાણ્યું ત્યારે તેણે ખેદનો ત્યાગ કર્યો, તેમ સજ્જનો જ્યારે મારી નિંદા કરનારા દુર્જનો છે એમ જાણે છે ત્યારે તેઓ ખેદ કરતા નથી. મારે પણ સજ્જનોની પેઠે મારી નિંદા કરનારા દુર્જનો છે એમ જાણી ખેદ નહિ કરતાં પ્રસન્ન રહેવું જોઇએ.

ભંગી પૈસા લઇને અન્ય મનુષ્યોનો મલ ઊપાડે છે, અને ધોબી પૈસા લઇને અન્ય મનુષ્યોના કપડાંમાંનો મલ ધુએ છે, અને દુર્જનો તો પૈસા લીધાવિનાજ પોતાના દુષ્ટ સ્વભાવને વશ થઇ અન્ય જનોના અંતઃકરણમાં જે પાપસંસ્કારો રહ્યા હોય તે પાપસંસ્કારોને તેમની નિંદા કરી તેમના અંતઃકરણમાંથી પોતાના અંતઃકરણમાં પ્રવેશ કરાવે છે એમ સમજનારા વિવેકી મનુષ્યો જો કોઇ દુર્જનો પોતાની નિંદા કરે તો તેથી શોકને વશ નહિ થતાં પ્રસન્ન થાય છે, તો મારે પણ કોઇ દુર્જનો મારી નિંદા કરે તો તેથી શોકને વશ નહિ થતાં પ્રસન્ન રહેતાં શીખવું જોઇએ.

દુર્જનો આંધળાજેવા હોય છે, અર્થાત્ તેમના અંતઃકરણમાં પોતાના અંતઃકરણમાં ને ઇંદ્રિયોમાં રહેલા મહાન્ દોષો જોવાનું લગારે સામર્થ્ય હોતું નથી. તેઓ માત્ર પારકા દોષો જોવામાંજ ગીધના જેવી તીક્ષ્ણ દૃષ્ટિ રાખનારા હોય છે. તેઓ જેમનામાં લેશ પણ દોષ ન હોય એવા મનુષ્યોમાં ભયંકર દોષોનો આરોપ કરવામાં પણ પાછા હઠતા નથી, કેમકે તેમના પાપસંસ્કારબહુલ અંતઃકરણમાં કર્મફલપ્રદાતા-સત્તાનો–પરમેશ્વરનો–લેશ પણ ડર હોતો નથી, પોતાની બુદ્ધિના

દુરુપયોગથી ઈશ્વરના અપરાધી થવાય છે એમ પણ તેઓ જાણતા નથી. તેઓ અસત્યમાં રચીપચી રહેલા હોવાથી અસત્યના જેવું બીજું મોટું પાપ નથી એમ પણ સમજતા નથી, અને સજ્જનો અમારા આવા નિર્લજ્જપણાથી અમારો ને અમારા કુલનો તિરસ્કાર કરશે એમ પણ તે સમજતા નથી. તેઓ પોતાની યોગ્યતાનો લેશ પણ વિચાર કર્યા વિના જેનો ઉપદેશ સમજવાની પોતાની કાંઇ પણ યોગ્યતા હોતી નથી તેમને શીખામણ દેવાની ને તેમની નિંદા કરવાની નફટતા કરે છે. આવા દુર્જનોની નિંદાથી શોકને વશ નહિ થતાં તેમની ઉપેક્ષા કરવી જોઇએ એમ સતશાસ્ત્રો ને વિવેકીઓ કહે છે, તો મારે પણ મારા નિંદકોની નિંદાની ઉપેક્ષાજ કરવી જોઇએ.

જેમના અંતઃકરણમાં સત્યતાનો ને પવિત્રતાનો લેશ પણ નિવાસ-નથી, જેઓ "જૂઠ બચન સો પાપસમાના" એમ સમજતા નથી, વા સમજવાનો પ્રયત્ન પણ કરતા નથી, જેઓનું વર્તન "જૂઠે લેના જૂઠે દેના, જૂઠે ભોજન જૂઠ ચબેના" ઇત્યાદિ વચનો-માં જણાવ્યા પ્રમાણે સંપૂર્ણ અસત્યતાથીજ ભરેલું હોય છે, જેઓ શુભકર્મમાં આળસુ, પ્રમાદી ને અનાદરવાળા હોય છે, અને અશુભ કર્મમાં ઉદ્યોગી, સાવધાન ને આદરવાળા હોય છે, જેઓ શુભપ્રયત્નથી ન્યાયને માર્ગે દ્રવ્ય મેળવવા તથા દ્રવ્યનો સંગ્રહ કરવા ઇચ્છતા નથી, પણ ખોટા પ્રપંચો કરવા, પરનિંદા કરવી, ને અન્યને ધમકી આપવી ઇત્યાદિ અશુભ પ્રયત્નથી અન્યાયને માર્ગે દ્રવ્ય મેળવવા તથા દ્રવ્યનો સંગ્રહ કરવા ઇચ્છે છે, જેઓ "કૂડના દાંડીઆ કપાળમાં વાગે" અને "જ્યાં કૂડ ત્યાં ધૂળ" એમ સમજતા નથી, જેઓ પોતાની જાગ્રદવસ્થાનો ઘણો સમય ગામના લોકોની સાથેની ને રાજ્યાધિ-કારીઓની સાથેની નકામી ખટપટમાં અને સજ્જનોની નિંદા કરવામાં

તથા સજ્જનોને દુઃખ થાય એવા પ્રપંચો કરવામાં વ્યતીત કરે છે, જેઓ "નિંદાસમાન ન પાપ" એમ સમજતા નથી, જેઓ દારિદ્ર્ય-માં ને દુઃખમાં સડયા કરતા હોય છે, છતાં પોતાને અધિક દારિદ્ર્ય ને અધિક દુઃખની પ્રાપ્તિ થાય એવા અશુભ કર્મમાં ને પરનિંદામાં રત રહે છે. તેઓ પોતાના પ્રાપ્ત કુસ્વભાવને વશ થઇ કાગડાની ને ગ્રામભુંડની પેઠે પરમલના ભક્ષણરૂપ પરનિંદામાં પ્રવૃત્ત રહે છે. તેઓ સજ્જનોની નિંદા કરે તો શ્વાનના ભસવાની જેમ સિંહ ઉપેક્ષા કરે છે તેમ સજ્જનો તેવા નિંદકોની ઉપેક્ષા કરે છે, તો મારે પણ સજ્જનોના માર્ગને અનુસરી મારી નિંદા કરનારા દુર્જનોની ઉપેક્ષાજ કરવી જોઇએ, પણ ચિંતાને વશ નજ થવું જોઇએ.

કૂતરાંઓનો ભસવાનો અને ગધેડાંઓનો ભૂંકવાનો કુલધર્મ છે એમ જાણનાર મનુષ્યને કૂતરાંઓનું ભસવું કે ગધેડાંઓનું ભૂંકવું સાંભળીને જેમ ખેદ થતો નથી તેમ સજ્જનોની નિંદા કરવી એ દુર્જનોનો પરંપરાવડે પ્રાપ્ત થયેલો વા અંગીકાર કરેલો કુલધર્મ છે એમ જાણી મારે પણ દુર્જનો મારી નિંદા કરે તે સાંભળી ખેદને વશ થવું ઉચિત નથી, પણ પ્રસન્ન રહેવું ઉચિત છે.

મનુષ્યને સુબુદ્ધિ માગી કે વેચાતી મળતી નથી, તેથી પાપ-સંસ્કારવાળા બુદ્ધિહીન દુરાત્માઓ પોતાના પાપસંસ્કારોને વશ થઇ મારી નિંદા કરે તો તે સાંભળી મારે શોકને વશ ન થવું જોઇએ, પણ તેવા બુદ્ધિહીન મનુષ્યોઉપર દયાજ રાખવી જોઇએ.

મારા મનમાં જો માનની, સત્કારની, પૂજાની કે સ્તુતિની ધાટી તૃષ્ણા હોય તો જો કોઇ મારી નિંદા કરે, જો કોઇ મારું અપમાન કરે, અને જો કોઇ મને તાડન કરે તો મારું મન શોક કરવા લાગે એ સ્વાભાવિક છે, પણ જો મારા મનમાં માન આદિની ધાટી તૃષ્ણા

ન હોય તો પછી જો કોઇ દુર્જનો મારી નિંદા કરે તો તેમાં મારી કઇ વાતની હાનિ થાય છે કે મારે ચિંતાનું દાસત્વ સ્વીકારી દુઃખી થવું જોઇએ ?

જેમ દુર્જનોની નિંદાથી કે તેઓ કોઇ પણ પ્રકારનું દુઃખ આપે તેથી મારે ચિંતાને વશ ન થવું જોઇએ, તેમ મારાં અણસમજુ સગાંઓ મારી નિંદા કરે, વા મને દુઃખ આપે, તો આ મારા કોઇ દુષ્ટ પ્રારબ્ધકર્મનું ફલ છે, અથવા તેમના દુષ્ટ સંસ્કારોનો ઉદય થયો છે, તેથી તેઓ આમ કરે છે એમ સમજી, વા આ બીચારાં અજ્ઞાનને વશ થઇ પોતાના અંતઃકરણમાં પાપસંસ્કારોનો વધારો કરે છે તેથી તેઓ દયાનાં પાત્ર છે એમ વિચારી, મારે મારા મનને ચિંતારહિત પ્રસન્ન રાખવું જોઇએ.

મારામાં રહેલા શુભ ગુણોને આ દુર્જનો દેખતાજ નથી, ને દ્વેષાદિને વશ થઇ મારામાં દોષોનો મિથ્યા આરોપ કરીને મને દુઃખ આપવાનો પ્રયત્ન કર્યા કરે છે એવો વિચાર કરીને પણ મારે મારા મનને શોકસાગરમાં નિમગ્ન કરવું ઉચિત નથી. જો મારામાં શુભ ગુણો હશે તો એ દુર્જનોના મિથ્યા પ્રલાપથી તે લેશ પણ દૂર થવાના નથી, ને તે સજ્જનોની દૃષ્ટિબહાર રહેવાના નથી. નાસિકાના રોગીઓ સો વાર સોગન ખાઇને કહે કે “ કસ્તૂરીમાં લગારે સુગંધ નથી,” તો તેથી કસ્તૂરી કંઇ સુગંધરહિત થાય છે ? તેના ઉત્તમ સુગંધને નાકના રોગવિનાના માણસો સ્પષ્ટ જાણે છે. ઘૂડો, વાગોળો ને છછુંદરો એ બધાં ભેળાં થઇ પ્રતિજ્ઞાપૂર્વક કહે કે “ સૂર્યમાં લગારે પ્રકાશ નથી ” તો તેથી અતિતેજસ્વી સૂર્ય પ્રકાશ-હીન થઇ જતો નથી, અને તેના મહાપ્રકાશને સર્વ દિવાચર પ્રાણીઓ સ્પષ્ટ જાણે છે. ગ્રામસુંડ કે ગ્રામસિંહ (શ્વાન) સિંહને વા હાથીને બલહીન ધારે, તો તેથી સિંહના કે હાથીના બલની લેશ પણ ન્યૂનતા થઇ

જતી નથી. આવાં લોકપ્રસિદ્ધ ઉદાહરણોથી મારા શુભ સામર્થ્યની નિંદા કરનાર દુષ્ટ માણસોનાં કથનોથી મારે મારા મનને શોકાધીન કરવું ઉચિત નથી.

અસુરો દેવોના પરાક્રમની અવગણના કરે, તો તેથી જેમ દેવો શોકને વશ થતા નથી, તેમ અસુરોના જેવા સ્વભાવવાળા આસુરી મનુષ્યો મારી નિંદા કરે, તો તેથી મારે પણ શોકાધીન થવું ઉચિત નથી. સર્વત્ર પરમાનંદરૂપ બ્રહ્મજ વિલસી રહ્યું છે આ વેદાંતશાસ્ત્રના ઉપદેશને સત્ય માની મારા નેત્રવડે ને હૃદયવડે તે પરમાનંદરૂપ બ્રહ્મને સદા વિલોકતા રહી સર્વદા સુપ્રસન્નજ રહેવું જોઇએ.

બહારના પ્રતિકૂલ મનાતા પ્રસંગોના અનુભવથી વા શોકનો ઉદય કરનારા મારા અંતઃકરણમાં રહેલા કુસંસ્કારોના ઉદયથી જ્યારે મારું મન શોકનો અનુભવ કરવા લાગે ત્યારે મારે કોઇ પવિત્ર વસ્તુઉપર વા હરિહરની કે સદ્ગુરુની પ્રતિમાપર આદરપૂર્વક ત્રાટક કરવું જોઇએ, કે જેથી મારું અંતઃકરણ પોતાની સ્થિરતા થવાથી શોકનો પરિત્યાગ કરી આનંદનો અનુભવ કરવા લાગે. શોકાવિર્ભાવવેલા જો હું પરમાત્માની કીર્તનભક્તિ કરવા લાગું તો તેથી પણ મારું અંતઃકરણ શાંત થઇ શોકનો અનુભવ કરવાનું ત્યજી દઇ પરમાનંદનો અનુભવ કરવા લાગે. અનુલોમવિલોમપ્રાણાયામના વા ભસ્ત્રિકાપ્રાણાયામના અભ્યાસવડે પ્રાણનો નિરોધ કરવાથી મનનો નિરોધ થતાં પણ મન શોકાનુભવનો પરિત્યાગ કરી આત્માના આનંદસ્વભાવનો અનુભવ કરવા લાગે છે, માટે જ્યારે જ્યારે મારું મન શોકને વશ થાય ત્યારે ત્યારે મારે અનુલોમવિલોમપ્રાણાયામ વા ભસ્ત્રિકાપ્રાણાયામ કરવા લાગવું જોઇએ, અને પ્રાણના નિરોધવડે મનનો નિરોધ કરી મનમાં ઉપજતા પરિતાપને શમાવી દેવો જોઇએ. પરમાત્મા-

નું ધ્યાન કરવાથી પણ મનુષ્યનું મન પરમાત્મામાં જોડાઈપરમાત્મા-ના પરમાનંદસ્વભાવનો અનુભવ કરવા લાગે છે, તેથી મારું મન જ્યારે શોકને વશ થાય ત્યારે શોકની નિવૃત્તિ કરવામાટે મારે મારા મનને પરમાત્મધ્યાનમાં જોડવું જોઇએ. સત્શાસ્ત્રોનું પ્રીતિપૂર્વક વાચન કરવાથી કે મહાપુરુષોનો આદરપૂર્વક સમાગમ સેવવાથી પણ મનુષ્યના મનની ચિંતા દૂર થાય છે, માટે મારું મન જ્યારે ચિંતાથી પરાભવ પામવા લાગે ત્યારે મારે પણ પરમાદરથી સત્શાસ્ત્રનું વાચન કરવા લાગવું જોઇએ, વા પૂજ્ય મહાપુરુષોનો આદરપૂર્વક સમાગમ કરવામાં પ્રવૃત્ત થવું જોઇએ.

જેમ નારદજી દેશ, કાલ ને વસ્તુના વિભાગથી રહિત ભૂમાના (બ્રહ્મના) દઢ સાક્ષાત્કારથી શોકસાગરના પારને પામ્યા હતા તેમ હું જો શોકના પારરૂપ ભૂમાનો દઢ સાક્ષાત્કાર કરીશ તો હું પણ શોકસાગરના પારને પામીશ.

એ પ્રમાણે ચિંતાનો પરિત્યાગ કરવામાટે કરવાયોગ્ય શ્રેયોભાવના પૂરી થઈ. ૬

---

## ૭ અસૂયાને દૂર કરવાની શ્રેયોભાવના.

અન્ય મનુષ્યાદિના શુભગુણમાં, શુભવિચારમાં ને શુભપ્રવૃત્તિમાં જે દોષનો આરોપ કરવો તે અસૂયા કહેવાય છે. જે મનુષ્યોના અંતઃકરણમાં પાપસંસ્કારોના બહુપણાથી તમોગુણનું પ્રધાનપણું હોય છે તેમના અંતઃકરણમાં મનુષ્યોના ગુણદોષને ઓળખવાનું જોઇએ તેવું સામર્થ્ય ન હોવાથી તથા અયોગ્ય સ્વાર્થ સાધવાની કે યોગ્યતાવિના કીર્તિ મેળવવાની લાલસા તેમના અંતઃકરણમાં વધારે પડતી હોવાથી તે મનુષ્યોના અંતઃકરણમાં અસૂયાનામનો દોષ વધારે પ્રમાણમાં હોય છે.

એ અસૂયાદોષ મનુષ્યના અંતઃકરણમાં રહેલા પુણ્યસંસ્કારોનો નાશ કરનાર ને તેના અંતઃકરણમાં નવા પાપસંસ્કાર પાડનાર છે, માટે જેઓ આ લોકના નિર્દોષ સુખને, પરલોકના દિવ્ય સુખને કે મોક્ષરૂપ અવિનાશી સુખને ઇચ્છતા હોય તેમણે જો પોતાના અંતઃકરણમાં અસૂયાદોષ હોય તો તે ત્યજવા પ્રસંગનો વિચાર કરી નીચે જણાવેલી અથવા તેને મળતી શુભભાવના આદિ કરી પોતાના અંતઃકરણમાં રહેલા અસૂયાદોષનો તથા તેના હેતુભૂત પાપસંસ્કારોનો વિનાશ કરવો જોઇએ.

મારે સત્શાસ્ત્રોના પ્રીતિપુરઃસર ને સમજપૂર્વક વાચનમનનવડે અને વિવેકી પંડિત પુરુષોના આદરપૂર્વક સમાગમવડે તથા શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ પુરુષોનાં પરમાદરસહિત દર્શન, સંગ ને સેવાવડે મારા અંતઃકરણમાં રહેલા ગુણદોષોને ઓળખવાનું સામર્થ્ય મેળવવું જોઇએ. જો હું આવો શુભપ્રયત્ન દીર્ઘસમય, નિરંતર, આદરપૂર્વક કરતો રહું તો મારું અંતઃકરણ ગુણદોષોના સ્વરૂપને જાણવાના બલવાળું થવાથી હું મારા અંતઃકરણમાં રહેલા અસૂયાનામના દોષને જાણી શકું, ને તેને ત્યજવાનો શાસ્ત્રોક્ત શુભપ્રયત્ન પણ કરી શકું. સત્શાસ્ત્રો, પરમાત્માના અનન્યભક્તો, યોગીઓ, બ્રહ્મવેત્તાઓ ને શાસ્ત્રને પ્રમાણરૂપ માની તે પ્રમાણે વર્તનારા શિષ્ટજનો અસૂયાને દોષરૂપ કહે છે તો મારે એ અસૂયા ગુણરૂપ નથી, પણ દોષરૂપજ છે એમ નક્કી કરવું જોઇએ. અંતઃકરણાદિમાં રહેલા સર્વ દોષ મનુષ્યાદિને સર્વથા સર્વદા અપકારકજ છે એમ શાસ્ત્રાદિનું કહેવું છે, માટે મારે અસૂયા દોષરૂપ હોવાથી સર્વથા ત્યજવાયોગ્ય છે એમ નક્કી કરી તે પ્રમાણેજ વર્તવું જોઇએ. તેમાં લેશ પણ પ્રમાદ નજ કરવો જોઇએ.

આ પૃથિવીપર ચાર પ્રકારનાં માણસો છે. પ્રથમ પ્રકારનાં પામર માણસો ગુણદોષનું સ્વરૂપજ સમજતાં નથી તેથી.તેમના પાપ-

મય અંતઃકરણવડે તેમને મનુષ્યાદિના સર્વ શુભગુણોમાં બહુધા દોષનું દર્શન થાય છે. બીજા પ્રકારનાં સામાન્ય વિવેકી માણસો મનુષ્યાદિમાં રહેલા ગુણોને ગુણોરૂપે ને દોષોને દોષોરૂપે જાણવાનાં ન્યૂનાધિક બલ-વાળાં હોય છે. ત્રીજા પ્રકારનાં મધ્યમ વિવેકી માણસો મનુષ્યાદિમાં તેમના પાપસંસ્કારોથી રહેલા દોષોનું દર્શન કરવાથી મનુષ્યને કાંઇ લાભ થતો નથી, પણ દોષ જોનારનું મન બગડવારૂપ હાનિ થાય છે, અને મનુષ્યાદિમાં તેમના પુણ્યસંસ્કારોથી રહેલા શુભગુણોનું દર્શન કરવાથી મનુષ્યને પુણ્યસંસ્કારની પ્રાપ્તિ થવારૂપ લાભ થાય છે, માટે મનુષ્યાદિ-માં રહેલા દોષોની ઉપેક્ષા કરવી, અને તેમનામાં રહેલા શુભગુણોને આદરપૂર્વક જોવા એ મનુષ્યનું હિત કરનાર છે એમ સમજી મનુષ્યાદિ-માં રહેલા શુભગુણોનેજ જુએ છે, અને ચોથા પ્રકારનાં પરમ-વિવેકી માણસો જેમણે ત્રણ ગુણોનું અતિક્રમણ કરી પરમપાવન બ્રહ્મમાં અભેદભાવે સ્થિતિ કરી હોય છે તેઓ ગુણ તથા દોષ એ બંને માયાના કાર્યરૂપ હોવાથી તેનો વિચાર કરતાં નથી, પણ સર્વત્ર ત્રણ ગુણોથી ને તેમનાં કાર્યોથી પર રહેલા સૂક્ષ્મતમ ને પરમપવિત્ર બ્રહ્મને ઋતંભરાપ્રજ્ઞાવડે વા અંતર્દષ્ટિવડે અનુભવે છે. આ વિશ્વમાં ચોથા પ્રકારનાં માણસો અતિન્યૂન હોય છે, ત્રીજા પ્રકારનાં માણસો પણ પ્રમાણમાં કાંઇક ન્યૂન હોય છે, બીજા પ્રકારનાં માણસો તેનાથી કાંઇક વધારે હોય છે, અને પહેલા પ્રકારનાં માણસોથી તો આ વિશ્વ ભર્યું છે એમ કહીએ તો તે ખોટું નથી. મારે પ્રથમ સામાન્ય વિવેકી ને પછી મધ્યમ વિવેકી થઇ અંતે પરમવિવેકી થવું જોઇએ. પરમવિવેકી થયા વિના હું મારો મનુષ્યજન્મ સફલ કરી શકું નહિ. જો મારા અંતઃકરણમાં મારા પૂર્વજન્મના પાપકર્મના સંસ્કારોથી અસૂયાદોષ રહ્યા હોય તો તે અસૂયાદોષ મારે અન્ય મનુષ્યાદિમાં

૬

રહેલા શુભગુણાદિભણી દૃષ્ટિ કરી દૂર કરવો જોઇએ. વિવેક તથા ગુણગ્રાહક દૃષ્ટિ મેળવવાથી અને પોતાના અંતઃકરણમાં રહેલો અસૂયા-દોષ દૂર કરવામાટે કૃપા કરવાની પરમાત્માની આદરપૂર્વક પ્રાર્થના કર્યા કરવાથી મનુષ્યના અંતઃકરણમાં રહેલો અસૂયાદોષ દૂર થાય છે, માટે મારે પણ મારા અંતઃકરણમાં રહેલો અસૂયાદોષ દૂર કરવામાટે એ પ્રમાણે પ્રયત્ન અવશ્ય કરવો જોઇએ.

અસૂયા દોષરૂપ હોવાથી મને આ લોકમાં તથા પરલોકમાં અપ-કાર કરનારી છે, પણ લગારે ઉપકાર કરનારી નથી. પાપ વા દોષ પોતાના પરિપાકકાલે પાપકર્મ કરનાર મનુષ્યને અવશ્ય દુઃખ આપે છે. દુઃખ સર્વ મનુષ્યને અપ્રિય લાગે છે. મને પણ દુઃખ ગમતું નથી, માટે મારે દુઃખના કારણભૂત અસૂયાનો સદાગ્રહ રાખીને શીઘ્ર પરિ-ત્યાગ કરવો જોઇએ.

જેમ જે મનુષ્યના નેત્રમાં કમળો થયો હોય તે મનુષ્ય સર્વ રંગની વસ્તુને તે તે રંગવાળી નહિ જોતાં પોતાના નેત્રમાંની પીળાશનું તેમાં આરોપણ કરી પીળા રંગવાળી જુએ છે તેમ અસૂયાદોષયુક્ત અંતઃકરણવાળા મનુષ્યો પણ પોતાના અંતઃકરણમાં રહેલા દોષોને અન્ય સજ્જનોના અંતઃકરણાદિમાં જુએ છે. તે દૂષિત હૃદયવાળા દુર્જનો ગીતાજીજેવા સદ્ગ્રંથમાંથી પણ આવો અવળો અર્થ કાઢે છેઃ—"જેમ અર્જુને જયપરાજયાદિને સમ માની યુદ્ધ કર્યા કર્યું તેમ સજ્જનોની અમે નિરંતર કરેલી નિંદા લોકો સાચી માને કે ખોટી માને તેનો વિચાર નહિ કરતાં અમારે તો સજ્જનોની નિરંતર નિંદાજ કર્યા કરવી, કેમકે સદાગ્રહ રાખીને કર્તવ્યમાં મંડચા રહેવું એ ગીતાજીનો ઉપદેશ છે !!" અસૂયાદોષથી જ્યારે પાપી માણસોનાં અંતઃકરણો પરાભવ પામી જાય છે ત્યારે તેમની સમજશક્તિ એવી રીતે નાશ પામી જાય છે:

હે પરમાત્મન્! મને આવી અસૂયાનામની રાક્ષસીથી સદા બચાવો.

મનુષ્યાદિના શુભગુણાદિ જોવામાં કેવલ આંધળા થવું, ને મનુષ્યાદિના શુભગુણાદિને દોષરૂપે જોવામાં હજાર આંખવાળા થવું એ દુર્જનોનો કુસ્વભાવ છે; અને મનુષ્યાદિના ગુણાદિમાં ગુણનું દર્શન કરવામાં હજાર આંખોવાળા થવું, ને મનુષ્યાદિના ગુણાદિને દોષરૂપે જોવામાં આંધળા થવું એ સજ્જનોનો સુસ્વભાવ છે. મારે મારું મહા-મૂલ્યવાળું મનુષ્યજીવન સફલ કરવા સજ્જનોનો સુસ્વભાવ પ્રાપ્ત કરવો જોઇએ, અને દુર્જનોનો કુસ્વભાવ વિષસમાન ગણી તેનો દઢતા રાખી પરિત્યાગ કરવો જોઇએ.

માણસોનાં મલમૂત્રભણીજ દષ્ટિ કર્યા કરવી, ને તેને ઉપાડ્યા કરવાં તે ભંગીનું કર્મ છે, અને માણસોનાં મુખોભણી દૃષ્ટિ કરવી એ ઉચ્ચ વર્ણના મનુષ્યનું કર્મ છે. મારે જો ભંગીના જેવું ન ગણાવું હોય, પણ ઉચ્ચ વર્ણના જેવું ગણાવું હોય તો મારે મનુષ્યાદિના દોષો જોવામાં મન નજ રાખવું જોઇએ, પણ તેમના ગુણો જોવામાંજ મન રાખવું જોઇએ. દુષ્ટ કલિકાલના પ્રબલપણાથી મનુષ્યાદિના દોષો જોવા-તરફ જો મારું દુષ્ટ મન જતું હોય તો મારે તેને સદાગ્રહથી રોકવું જોઇએ, ને તેમના ગુણો જોવાતરફ તેને ધૈર્ય ને સાવધાનતાથી વાળવું જોઇએ.

સુખેચ્છુ મનુષ્યે પશુમાંથી માણસ થવું, માણસમાંથી દેવજેવા થવું, દેવજેવામાંથી ઇશ્વરજેવા થવું, અને ઇશ્વરજેવામાંથી બ્રહ્મરૂપ થવું એવો જો સત્શાસ્ત્રોનો ને સત્પુરુષોનો ઉપદેશ મને માન્ય હોય તો મારે મારા અંતઃકરણમાં રહેલું પશુપણું મૂકી દેવામાટે મારા અંતઃકરણમાં રહેલા અસૂયાદોષનો ધૈર્ય ને સાવધાનતા રાખી સર્વથા ત્યાગ કરવો જોઇએ.

મનુષ્ય જેવું જેવું ચિંતન કરે છે તેવો તેવો તે થાય છે એમ શાસ્ત્રજ્ઞ મહાપુરુષો કહે છે, અને સૂક્ષ્મદષ્ટિથી અવલોકન કરનાર

વિવેકી મનુષ્યના જોવામાં પણ તેવુંજ આવે છે. જો હું મનુષ્યાદિમાં રહેલા ગુણોની ઉપેક્ષા કરી તેમના દોષોનુંજ વારંવાર દર્શન કર્યા કરીશ તો હું પણ મનુષ્યાદિના જે દોષોનું હું દર્શન કર્યા કરું છું તે દોષોવાળો પરિણામે થઇશ. જો મારે કોઇ પણ દોષવાળા તથા તે દોષના ફલરૂપ દુઃખના ભોક્તા નજ થવું હોય તો મારે મારા અંતઃકરણમાં રહેલો અન્યના દોષો જોવાનો કુસ્વભાવ ઘણામાં ઘણો પ્રયત્ન કરીને મૂકી દેવો જોઇએ.

અસૂયા મને શો લાભ કરે છે કે મારે તે પાપિનીનું સેવન કરવું જોઇએ? અને ગુણગ્રાહકતા મને શો અપકાર કરે છે કે મારે તેનું સેવન ન કરવું જોઇએ? જો અસૂયા શાસ્ત્રીયદૃષ્ટિએ ને લૌકિકદૃષ્ટિએ સર્વથા અપકારક છે તો મારે સદાગ્રહથી તેનો પરિત્યાગ કરવો જોઇએ, અને ગુણગ્રાહકતા જો શાસ્ત્રીયદૃષ્ટિએ ને લૌકિકદૃષ્ટિએ સર્વથા ઉપકારક છે તો મારે પ્રયત્નપૂર્વક તેની પ્રાપ્તિ કરવી જોઇએ.

પોતાના અંતઃકરણમાં રહેલા પાપસંસ્કારોના બલવાન્‌પણાથી કેટલાક મનુષ્યોને સ્વતઃપ્રમાણભૂત ને હિતકર વેદાદિ સત્શાસ્ત્રોમાં દોષદર્શન થાય છે, કેટલાક મનુષ્યોને સર્વજ્ઞ ને હિતોપદેષ્ટા ઋષિમુનિઓમાં ને તેમનાં વચનોમાં દોષદર્શન થાય છે, અને કેટલાકને સજ્જનોમાં ને તેમનાં વચનોમાં તથા તેમની પ્રવૃત્તિમાં દોષદર્શન થાય છે. તેમનું શુભને શુભરૂપે જોવાનું બલ નાશ પામી જવાથી તેઓ શુભને શુભરૂપે જોઇ શકતા નથી, પણ અશુભને શુભરૂપે જોવા લાગે છે. તેઓનાં અંતઃકરણ ને વાણી હડકાયા શ્વાનના જેવાં થઇ જાય છે, ને તેથી તેઓ અયોગ્ય વિચારમાં ને અયોગ્ય પ્રવૃત્તિમાં સર્વદા પ્રવૃત્ત રહી પોતાનો આ ભવ ને પરભવ બગાડે છે. હે પ્રભો! આવી ઉન્માદભરેલી ને અત્યંત અહિતકર અસૂયાથી મારા અંતઃકરણાદિનું

રક્ષણ કરવા કૃપા કરો.

કેટલાક નાસ્તિક ને ધર્મભ્રષ્ટ વર્તમાનપત્રવાળા ને લેખકો અન્ય જનોની પાસેથી ધમકીઓ આપી બલાત્કારે પૈસા કઢાવવામાટે વા સજ્જનોનો દ્વેષ કરવાના પોતાના દુષ્ટસ્વભાવને પોષવામાટે અસૂયા-દોષને વશ થઇ સજ્જનોની નિંદા કરવામાં ને સજ્જનોમાં અણુછતા દોષોનો આરોપ કરવામાં કાલક્ષેપ કરી પોતાના પાપસંસ્કારોમાં વૃદ્ધિ કર્યા કરે છે. તેઓ દ્રવ્યની દુરાશાને વશ થઈ પોતાની વિદ્યાનો આવો ભયંકર ઉપયોગ કરી કબંધ જેમ પોતાનું મરણ સમીપ આવતાં નાચવા લાગે છે તેમ પોતાનો અધઃપાત સમીપ આવતાં ગાંડાની પેઠે જેમ તેમ બકવાદ કરવા લાગે છે. એવી રીતે ભણેલા છતાં નહિ ગણેલા મનુષ્યો· પાસે મૂર્ખાઇભરેલાં કૃત્યોમાં પ્રવૃત્તિ કરાવનારી અસૂયા છે. આવી અ-હિતકર અસૂયાથી હે સદ્દગુરો ! મારું સર્વદા રક્ષણ કરવા કૃપા કરો.

અસૂયાથી મલિન રહેનારું હૃદય શાસ્ત્રોક્ત સંધ્યાવંદનાદિ નિત્ય-કર્મ કરવામાં પ્રવૃત્તિ કરી શકતું નથી, પરમાત્માની નવધા ભક્તિમાંની કોઈ એક ભક્તિ કે પરમાત્માની અનન્યભક્તિ તે કરી શકતું નથી, યમાદિ અષ્ટાંગયોગનું અનુષ્ઠાન તે કરી શકતું નથી, તથા વેદાંતશાસ્ત્રનું શ્રવણ, મનન ને નિદિધ્યાસન કરી આત્માનો સાક્ષાત્કાર કરવા પણ તે સમર્થ થતું નથી, અને શુભગુણમાં અનુરાગ રાખવાના સ્વભાવ-વાળું હૃદય એ સર્વ શુભકર્મો સારી રીતે કરી શકે છે, તથા મનુષ્યને કૃતાર્થ થવાની યોગ્યતાએ પહોંચાડે છે, માટે મારે દુષ્ટ અસૂયાનો દૃઢતાથી પરિત્યાગ કરી શુભગુણમાં અનુરાગ રાખવાનો સ્વભાવ બલવાન્ કરવો જોઇએ.

શુભગુણને દોષરૂપે જોનારો મનુષ્ય પાપી ગણાય છે. એવા પાપી માણસને શાસ્ત્રોક્ત શુભકર્મનો, પરમાત્માની ભક્તિનો, યોગનાં અંગોનો

કે બ્રહ્મજ્ઞાનનાં સાધનોનો ઉપદેશ ન કરવો એમ સતશાસ્ત્રો આજ્ઞા કરે છે, અને શિષ્ટાચાર પણ એવાજ પ્રકારનો છે. જો મારે મારા જીવાત્માનો ઉદ્ધાર કરવો હોય તો મારી યોગ્યતાપ્રમાણે મારે નિષ્કામકર્મ, પ્રભુભક્તિ, યોગાનુષ્ઠાન કે વેદાંતશાસ્ત્રનું શ્રવણ આદિ એ સાધનોમાંથી કોઇ એક સાધન યોગ્ય ગુરુપાસેથી ઉપદેશ લઇને સિદ્ધ કરવું જોઇએ, પણ મને મારા અંતઃકરણમાં રહેલા અસૂયાદોષને લીધે કોઇ ગુરુ ઉપદેશ કરે નહિ, એટલે હું મારો કૃતાર્થ થવાનો મનોરથ સિદ્ધ ન કરી શકું. આવી રીતે અસૂયા પરમાર્થના માર્ગમાં મોટા વિઘ્નરૂપ છે, માટે મારે તેનો અવશ્ય પરિત્યાગ કરવો જોઇએ.

મનુષ્યોમાં રહેલા ગુણોને નહિ જોતાં કોઇ પણ પ્રકારે તેમના ગુણોમાં દોષારોપ કરી પ્રસન્ન થનારાં માણસો પોતાના અંતઃકરણમાં રહેલા પાપસંસ્કારોને વશ થઇ ગુણવાનોનો નિરર્થક દ્વેષ કર્યા કરે છે. તેમના દ્વેષ કરવાના સ્વભાવથી તેઓ પાપસંસ્કારની વૃદ્ધિવડે વધારે વિવેકહીન થઇ જેમ તેમ બકવા વા લખવા લાગે છે, ને પોતાના ધંધામાં પાપાચરણ કરવા લાગે છે, પછી ક્રમથી તેઓ ઉન્મત્તજેવા થઇ પોતાનું મનુષ્યપણું ગુમાવી જીવતાંજ પશુપણાના જેવી વા અસુરના જેવી કે પ્રેતના જેવી સ્થિતિ પ્રાપ્ત કરી ધનધાન્યથી ને શરીરથી દુઃખી થાય છે, ને દ્વેષાનલથી પોતાના અંતઃકરણમાં બળ્યા કરે છે, તથા શિષ્ટોના અનાદરને પ્રાપ્ત થઈ પરિણામે પોતાનો પરલોક પણ બગાડે છે. એવી રીતે અસૂયાદોષ બહુ અપકારક છે માટે મારે તેનો પ્રયત્નપૂર્વક અવશ્ય પરિત્યાગ કરવો જોઇએ.

શુભગુણમાં અનુરાગ રાખવાથીજ અસૂયાનામનો દોષ દૂર થાય છે. શુભગુણના અનુરાગને શિષ્ટો બહુ ઉપયોગી સાધન માને છે. તેઓ તેનું આવું માહાત્મ્ય કહે છેઃ—“ કિં બહુણા ભણીએણં, કિં

તવીએણું કિં વા દાણેણું; ઇક્કં ગુણાણુરાયં, સીકખહુ સુખાણુકુળ-ભવણં." (બહુ ભણવાથી શું ફલ છે? બહુ તપ કરવાથી શું ફલ છે? ને બહુ દાન કરવાથી પણ શું ફલ છે? એક સુખના સમૂહના ભવનરૂપ શુભગુણમાં અનુરાગ રાખતાં શીખો. એમ કરવાથી તમને ઉત્તમ ફલ મળશે.) અસૂયાનો અનાદરપૂર્વક ત્યાગ કરવાથીજ મનુષ્યના અંતઃકરણમાં શુભગુણમાં અનુરાગ પ્રકટે છે, માટે મારે હવે મારા અભ્યુદયમાટે તથા નિઃશ્રેયસમાટે ઘણામાં ઘણો પ્રયત્ન કરીને મારા અંતઃકરણમાંથી અસૂયાદોષને કાઢી નાંખવો જોઇએ.

અસૂયાનામનો દોષ જીવને ગાંડાજેવો કરી મૂકે છે. તે પોતે અકલનું બારદાન છતાં પોતાને અકલનો ઇજારદાર માને છે, ને બીજાના મોઢાપર મશ લગાડવા જતાં તે પોતાના મોઢાપરજ મશ લગાડી દે છે. અસૂયાદોષ જીવને સ્થાવરશરીરપર્યંત કે નરકપર્યંત પહોંચાડે છે, અને ગુણનું દર્શન જીવને ક્રમથી સત્યલોકસુધી કે સદ્યોમોક્ષસુધી પહોંચાડે છે, માટે મારે મારું હિત સાધવા અસૂયાનો ત્યાગ કરવો ઉચિત છે, અને શુભગુણનું દર્શન કરવાનો સ્વભાવ પાડવો ઉચિત છે.

સત્પુરુષોના સમાગમથી, સતશાસ્ત્રોના વાચનમનનથી, ગુણગ્રાહક સ્વભાવ પાડવાથી, પવિત્ર મંત્રનો જપ કરવાથી, પ્રાણાયામનો અભ્યાસ કરવાથી, ને પરમાત્માનું ધ્યાન કરવાથી હૃદય પવિત્ર થઇ તેમાં રહેલો અસૂયાદોષ શાંત થાય છે, માટે મારે મારા મનમાં રહેલો અસૂયાદોષ ટાળવા તેમાંના કોઇ એકનું કે અનેકનું સેવન કરવું જોઇએ.

એ પ્રમાણે અસૂયાની નિવૃત્તિ કરવામાટે કરવાયોગ્ય શ્રેયોભાવના પૂરી થઈ. ૭

## ૮ અશ્રદ્ધાને દૂર કરવાની શ્રેયોભાવના

સતશાસ્ત્રોનાં અને બ્રહ્મવિત્ પ્રામાણિક પુરુષોનાં ઉપદેશવચનોમાં અવિશ્વાસ–પ્રામાણિકપણાંના નિશ્ચયનો અભાવ–તે **અશ્રદ્ધા** કહેવાય છે. એ અશ્રદ્ધા પાપસંસ્કારોના બહુપણાવાળા તમોગુણપ્રધાન અંતઃકરણમાં નિવાસ કરે છે. એ અશ્રદ્ધા દૂર કરવામાટે અશ્રદ્ધાલુ મનુષ્યે આવી ભાવના ને ક્રિયા કરવાં જોઇએ. અશ્રદ્ધા મનુષ્યને મનુષ્યના ચિત્તની શુદ્ધિ કરવામાટે શાસ્ત્રે કહેલાં સંધ્યાવંદનાદિ કર્મોમાં, તેમના ચિત્તની એકાગ્રતા કરવામાટે કહેલી પરમાત્માની ઉપાસનામાં વા યોગાભ્યાસ-માં, અને તેમને અંતરાત્માથી અભિન્ન બ્રહ્મના જ્ઞાનની પ્રાપ્તિ કરવા-માટે કહેલ વેદાંતશાસ્ત્રના શ્રવણાદિમાં પ્રવૃત્ત થવા દેતી નથી. એવી રીતે અશ્રદ્ધા વેદાદિશાસ્ત્રે મનુષ્યના હિતમાટે–તેમના અંતઃકરણમાં રહેલા પાપસંસ્કારોની, તેમના અંતઃકરણમાં રહેલી ચંચલતાની, અને તેમના અંતઃકરણમાં રહેલા આવરણની નિવૃત્તિ કરવામાટે–ઉપદેશ કરેલાં શુભ-કર્મોમાં, પરમાત્માની ઉપાસનામાં વા યોગાનુષ્ઠાનમાં, ને વેદાંતશાસ્ત્રના શ્રવણાદિમાં પ્રતિબંધ કરે છે, માટે તે અશ્રદ્ધાને અત્યંત અપકારક સમજી મારે મારા અંતઃકરણમાં સાત્ત્વિકી શ્રદ્ધાનું બલ વધારી મારા અંતઃકરણમાંથી તે અપકારક અશ્રદ્ધાને દૂર કરી દેવી જોઇએ.

શાસ્ત્રાદિના હિતકર ઉપદેશમાં ને પોતાના હિતકર કર્તવ્યમાં અશ્રદ્ધા રાખવાથી મનુષ્ય પોતાનો આ લોક સુધારી શકતો નથી, અર્થાત્ વિદ્યા, સદાચાર, આજીવિકાનાં સાધનો ને પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી તે પોતાનું જીવન સુખમય કરી શકતો નથી, અને અશ્રદ્ધાલુ મનુષ્ય શાસ્ત્રે ને સત્પુરુષે ઉપદેશેલાં સંધ્યાદિ નિત્યકર્મો તથા યજ્ઞાદિ શુભકર્મો કરી શકતો નથી, તેથી તે પોતાનો પરલોક સુધારી શકતો નથી, અર્થાત્ મરણપછી તે સ્વર્ગાદિ ઉત્તમલોકોને પ્રાપ્ત કરી શકતો નથી. વળી

અશ્રદ્ધાલુ મનુષ્ય સગુણબ્રહ્મના આરાધનવડે સગુણબ્રહ્મના સાક્ષાત્કાર-ને તથા તેમના ચિરકાલ રહેનારા લોકને તથા ત્યાંનાં શ્રેષ્ઠતર સુખોને પ્રાપ્ત કરી શકતો નથી, અને એવો અશ્રદ્ધાલુ મનુષ્ય યોગનાં અંગોના અનુષ્ઠાનદ્વારા સંપ્રજ્ઞાતયોગને તથા અસંપ્રજ્ઞાતયોગને સિદ્ધ કરી આત્મસાક્ષાત્કાર પ્રાપ્ત કરી શકતો નથી, તથા એવો અશ્રદ્ધાલુ મનુષ્ય વિવેકાદિ પ્રાપ્ત કરી વેદાંતનું શ્રવણ, મનન કે નિદિધ્યાસન કરી બ્રહ્મસાક્ષાત્કારવડે પ્રાપ્ત થનારો ત્રણ દુઃખોની આત્યંતિકનિવૃત્તિરૂપ ને પરમાનંદની નિત્યપ્રાપ્તિરૂપ મોક્ષ પણ પ્રાપ્ત કરી શકતો નથી. એવી રીતે મનુષ્યનો અધઃપાત કરનારી અશ્રદ્ધાને વશ થઇ અશ્રદ્ધાલુ મનુષ્ય પોતાનો આ લોક બગાડે છે, પરલોક બગાડે છે, સાલોકયાદિ ક્રમમોક્ષને પ્રાપ્ત કરી શકતો નથી, અને સદ્યોમોક્ષને પણ મેળવી શકતો નથી. મનુષ્યના જીવનને પશુજેવું કરી નાંખનારી આ અશ્રદ્ધાને પોતાનું હિત ઇચ્છનાર મનુષ્યે પોતાના અંતઃકરણમાં ભૂલથી અલ્પ સમય પણ અવકાશ આપવો ઉચિત નથી. પરમાત્માની અમોઘ કૃપાવડે મારું હૃદય પવિત્ર થાઓ, સત્શાસ્ત્રોનાં ને સત્પુરુષોનાં ઉપદેશ-વાકયોમાં મારા અંતઃકરણમાં બહુ શ્રદ્ધા ને બહુ આદર પ્રકટો, અને મહાપાપિની અશ્રદ્ધાને મારા અંતઃકરણમાં કોઈ પણ સમય લેશ પણ સ્થાન ન મળો.

અશ્રદ્ધા મનુષ્યના અંતઃકરણમાં ઉચ્છૃંખલતા કે નાસ્તિકતા ઉપ-જાવે છે. તેવા મનુષ્યને શાસ્ત્રમાં ને સત્ પુરુષમાં પૂજ્યબુદ્ધિ રહેતી નથી. તેને પોતાનું ડહાપણ ડોળવાનો ને સત્ પુરુષોના વિચારમાં ને પ્રવૃત્તિમાં દોષ કાઢવાનો કુસ્વભાવ પડે છે. તેને શિષ્ટાચારને અનુસરી-ને વર્તવાનું ગમતું નથી. તે લૌકિક ને ધાર્મિક કોઈ કર્તવ્ય વ્યવસ્થાથી ને પૂજ્યબુદ્ધિથી કરતો નથી. વિવેકીને તેના જીવનનો કાંઇ

ઉદ્દેશ પ્રતીત થતો નથી, ને તે અવ્યવસ્થિતરીતે પોતાનું જીવન વ્યતીત કરે છે. આવી રીતે અશ્રદ્ધા અશ્રદ્ધાળુ મનુષ્યને તેના મનુષ્યજીવનનો શુભ લાભ લેવા દેતી નથી. હે દયાળો ! મારા અંતઃકરણને એ અશ્રદ્ધા કદીપણ લગારે સ્પર્શ ન કરે એવી દયા કરો.

મનુષ્યના હૃદયમાંથી શ્રદ્ધા ગઇ એટલે તેના હૃદયમાંથી સર્વ શુભ ગયું એમ જાણવું. શુભ ગયું એટલે તેના હૃદયમાં અશુભ વિચારો ઊભરાવા લાગે છે, અને તે ઘણાં નિંદ્ય ને પાપમય કર્મો કરવા લાગે છે. પછી તેને ઇશ્વરનો, શાસ્ત્રનો કે લોકનો ડર રહેતો નથી. તે પોતાના પાપસંસ્કારોમાં વધારો કર્યા કરે છે. તેને સારું કામ કરવાનું સૂઝતું નથી. પાપસંસ્કારો તેને ઊંધાં કામ કરાવ્યા વિના જંપવા દેતા નથી, ને તે ઉત્તરોત્તર વધારે વધારે પાપકર્મો કરી ધન, શરીરનું આરોગ્ય, ઇંદ્રિયસામર્થ્ય ને અંતઃકરણનું સામર્થ્ય ખોઈ બેસી પોતાનો આ લોક બગાડે છે, ને તેનો પરલોક તો તેણે પ્રથમથીજ બગાડેલો હોય છે. આવી રીતે અશ્રદ્ધા મનુષ્યની અધોગતિ કરનારી છે. હે કરુણાસાગર ! મારા અંતઃકરણને એ પાપિની અશ્રદ્ધાથી બચાવવા દયા કરો.

અશ્રદ્ધા મનુષ્યનું લોહી ચૂષી લેનારી વિકરાલ ડાકણ છે. મનુષ્યના પાપસંસ્કારના ઉદયથી એ વિકરાલ ડાકણનો મનુષ્યના અંતઃકરણમાં જો લગાર પણ પ્રવેશ થયો તો તુરતજ તે અશ્રદ્ધાને સાહાય્ય કરવા તેના પાપી મળતીઆરૂપ સંશય, કુતર્ક, વિવેકહીનતા ને ઉચ્છૃંખલતા આદિ ભૂતાવળ આવી પહોંચી તે મનુષ્યના હૃદયને વશ કરી લે છે. પછી અશ્રદ્ધા, સંશય, કુતર્ક, વિવેકહીનતા ને ઉચ્છૃંખલતા આદિને વશ થયેલું તે મનુષ્યનું અંતઃકરણ નિકટનાં સગાંઓમાં, મિત્રોમાં, સત્પુરુષોમાં, સદ્ગુરુમાં, સતશાસ્ત્રોમાં ને પરમેશ્વરમાં સંશયયુક્ત થાય છે, તે તેમના સંબંધમાં મૂર્ખાઇભરેલા અઘટિત કુતર્કોવાળું થવા લાગે છે,

તે ઈશ્વરપ્રતિ, સદ્ગુરુપ્રતિ, સતશાસ્ત્રોપ્રતિ, માતપિતાદિપ્રતિ, સત્પુરુષો-પ્રતિ ને સદાચારપ્રતિ સમજુએ જેવા વિવેકથી વર્તવું જોઇએ તેવા વિવેકથી વર્તવા સાવધાનતા સેવતું નથી, પણ તેમના પ્રતિ અવિવેકથી વર્તવામાં અથવા અવળચંડા થવામાં પોતાને માન મળ્યું એમ સમજવા લાગે છે, અને તે ઉન્મત્તપણાને વશ થઈ કોઇના હાર્યાદોર્યામાં નહિ રહેતાં હડકાયા કૂતરાની પેઠે વર્તવામાં સુખ માની લે છે. જે મનુષ્ય શ્રદ્ધારૂપ ચિંતામણિનો પરિત્યાગ કરી ફૂટલી વિષમય કોડીરૂપ અશ્રદ્ધાને સેવે છે તેના જેવો હીનભાગી મનુષ્ય આ જગતમાં બીજો કોઈ નથી. હે દયાસિંધો! કૃપા કરી મારા અંતઃકરણને એ વિષવલ્લી-રૂપ અશ્રદ્ધાનો વા ન વાવા દેશો.

સતશાસ્ત્રોનાં ને સત્પુરુષોનાં પરમહિતકર વચનોમાં શ્રદ્ધા રાખ-નારું અંતઃકરણ સ્વકર્તવ્યપરાયણ, પુણ્યસંસ્કારોના સદ્ભાવથી પવિત્ર, શાંત, પ્રસન્ન, સુખી, સર્વ પ્રાણીઓપ્રતિ યથાયોગ્ય વર્તનારું, પ્રામાણિક, ઈશ્વરથી ને પાપકર્મથી ડરીને ચાલનારું, નિર્દોષ વિષયોનું પરિમિત સેવન કરનારું, ને સર્વદા ઊર્ધ્વગામી હોય છે. અને સતશાસ્ત્રોનાં ને સત્પુરુષોનાં પરમહિતકર વચનોમાં શ્રદ્ધા નહિ રાખનારું અંતઃકરણ સ્વકર્તવ્યવિમુખ, પાપસંસ્કારોના બહુપણાથી મલિન, વ્યાકુલ, ચિંતાગ્રસ્ત, દુઃખી, સર્વ પ્રાણીઓની સાથે આડોડાઇથી વર્તનારું, અપ્રામાણિક, ઈશ્વરથી તથા પાપથી નહિ ડરનારું, વિહિત ને નિષિદ્ધ સર્વ વિષયોનું અપરિમિત સેવન કરનારું, અને ઉત્તરોત્તર અધોગમન કરનારું હોય છે. શ્રદ્ધાવાળું અંતઃકરણ જીવાત્માને સાચી શાંતિનો ને સાચા સુખનો અનુભવ કરાવે છે, અને અશ્રદ્ધાવાળું અંતઃકરણ જીવાત્માને વ્યાકુલતાનો ને પરિતાપનો અનુભવ કરાવે છે, માટે સર્વ સુખેચ્છુ મનુષ્યોએ પોતાના અંતઃકરણને સર્વદા સાત્ત્વિકી શ્રદ્ધાથી

ભરેલું રાખવું જોઇએ. જો સાત્ત્વિકી શ્રદ્ધાજ મનુષ્યનું આ લોકમાં ને પરલોકમાં હિત કરનારી છે તો મારે તેનાથી વિપરીતસ્વભાવવાળી મહાપાપિની અશ્રદ્ધાને દોઢડાહ્યા થઇને મારા અંતઃકરણમાં શામાટે અવકાશ આપવો જોઇએ ? હે મહાદાની પ્રભો ! મને સાત્ત્વિકી શ્રદ્ધાનું શુભદાન આપવા કૃપા કરો.

અશ્રદ્ધાલુ હૃદય શ્મશાનજેવું, કબરસ્તાનજેવું, દખમાજેવું, કસાઇખાનાજેવું, ભંગીઆવાડાજેવું, ઢેડવાડાજેવું કે ચમારના કુંડજેવું અપવિત્ર ને અમંગલ પદાર્થોરૂપ મલિન વિચારોથી ભરેલું હોય છે; અને શ્રદ્ધાવાળું અંતઃકરણ પવિત્ર દેવાલયજેવું વા પરમાત્માની પ્રાર્થના કરવાના પવિત્ર મંદિરજેવું પવિત્ર ને મંગલ પદાર્થોરૂપ શુભવિચારોથી ભરેલું હોય છે. અશ્રદ્ધા મનુષ્યના અંતઃકરણમાં પાપી વિચારોને તથા પાપી પ્રવૃત્તિને અવકાશ આપે છે, અને શ્રદ્ધા પવિત્ર વિચારોને તથા પવિત્ર પ્રવૃત્તિને અવકાશ આપે છે. આમ હોવાથી મારે યોગ્ય વિચારોવડે મારા અંતઃકરણમાં સાત્ત્વિકી શ્રદ્ધા સુસ્થિર રાખવી જોઇએ, અને અશ્રદ્ધાને બલાત્કારે હડસેલીને મારા અંતઃકરણમાંથી બહાર કાઢવી જોઇએ.

અશ્રદ્ધાને મનુષ્યના અંતઃકરણમાં અવકાશ મળ્યો કે તુરતજ તે અંતઃકરણમાં વેદાદિ સતશાસ્ત્રોમાં, તદનુસાર પ્રતિપાદન કરનારાં અન્ય શાસ્ત્રોમાં, શાસ્ત્રાજ્ઞાનુસાર વર્તવાનો પ્રયત્ન કરનારા સજ્જનોમાં, પોતાના માનેલા ગુરુમાં, શાસ્ત્રે મનુષ્યના હિતમાટે પ્રતિપાદન કરેલાં મોક્ષનાં દૂરનાં ને સમીપનાં સાધનોમાં, અને શુભાશુભ કર્મોનાં શુભાશુભ ફલોમાં પ્રથમ ઉદાસીનતા ને પછી દ્વેષ પ્રકટે છે. એવી રીતે અશ્રદ્ધા મનુષ્યને શુભનો દ્વેષી બનાવી તેને શુભકર્મના ને શુભવિચારના સેવનથી વિમુખ કરી અશુભકાર્યમાં ને અશુભવિચારમાં જોડી તે મનુષ્યને પશુસમાન બનાવી મૂકે છે. એવી રીતે શુભની પરંપરાથી

મનુષ્યને છૂટો પાડી તેને અશુભની પરંપરામાં જોડવાના સામર્થ્યવાળી અશ્રદ્ધા છે. અશ્રદ્ધા વધવાથી મનુષ્ય ઉન્મત્તજેવો થતાં તે ગાંડાની પેઠે સંબંધવિનાનું ને અસત્ય બોલવા લાગે છે, સંબંધવિનાનું ને અસત્ય લખવા લાગે છે, સજ્જનોનો ઉપહાસ કરવા લાગે છે, સજ્જનોની અયોગ્ય નિંદા કરવા લાગે છે, પોતાના ને પોતાના સંબંધીઓના વિચાર ને વર્તન કેવાં છે તે જાણ્યા છતાં તે વિષે મૌનજ સેવે છે, અને પોતાના અધઃપાતમાટે વસ્તુસ્થિતિ સમજ્યા વિના સજ્જનોના વિચાર-ની ને વર્તનની વિવેકહીનતાવડે ટીકા કરવા લાગે છે. હે કારુણ્ય-સિંધો! મારા અંતઃકરણમાં વિવેકનું બલ વધારવાની કૃપા કરી મહા-પાપિની અશ્રદ્ધાથી મારા અંતઃકરણનું રક્ષણ કરવા કૃપા કરશો, અને મહાહિતકારિણી સાત્ત્વિકી શ્રદ્ધાથી મારું અંતઃકરણ સર્વદા ભરપૂર રાખવા દયા દર્શાવશો.

જેમ ચોરને ચાંદની ગમતી નથી, દુર્જનોને સજ્જનો ગમતા નથી, ઘૂડ આદિને સૂર્યનો પ્રકાશ ગમતો નથી, અને અસુરોને દેવો ગમતા નથી, તેમ અશ્રદ્ધાલુ મનુષ્યોને " **श्रद्धावान् लभते ज्ञानं** " (શ્રદ્ધાવાળો મનુષ્ય બ્રહ્મજ્ઞાનને પ્રાપ્ત કરે છે,) " **श्रद्धा फलिष्यति सर्वत्र** " (શ્રદ્ધા સર્વ વિષયમાં ફલીભૂત થઇ શકશે,) અને "**श्रद्धा-वीर्यस्मृतिसमाधिप्रज्ञापूर्वक इतरेषाम्** " (ઉપાયપ્રત્યય યોગીઓને શ્રદ્ધા, ધારણા, ધ્યાન, સમાધિ અને વિવેકખ્યાતિપૂર્વક યોગનો લાભ થાય છે,) ઇત્યાદિ શાસ્ત્રવચનો સત્યરૂપે જણાતાં નથી. વ્યાવહારિક કર્મોમાં પણ અશ્રદ્ધાલુ મનુષ્ય ઉમંગવાળા પ્રયત્નને અભાવે ઇચ્છિતની પ્રાપ્તિ કરી શકતો નથી ત્યારે અતીંદ્રિય વિષયોનો લાભ અશ્રદ્ધાલુ મનુષ્ય શી રીતે પ્રાપ્ત કરી શકે? આવી રીતે અશ્રદ્ધાલુ મનુષ્ય આ લોકનાં નિર્દોષ સુખોનો, સ્વર્ગલોકનો કે મોક્ષનો લાભ મેળવવા સમર્થ

થતો નથી. હે ભગવન્! શુભ ઇચ્છિતની પ્રાપ્તિમાં મહાવિઘ્ન કરી મનને ક્ષોભવાળું કરનારી અશ્રદ્ધા મારા હૃદયમાં કદીપણુ આવિર્ભાવ ન પામે, પણુ મારું હૃદય સર્વદા સાત્ત્વિકી શ્રદ્ધાથી ભરેલું રહે, ને તેથી હું સર્વદા સ્વધર્મશીલ રહું એવી દયા કરશો.

કેટલાક મનુષ્યોના અંતઃકરણમાં પાપસંસ્કારોના વધારાથી ઉચ્છૃંખલતા ને સમજશક્તિનું અભિમાન વિશેષ હોવાથી તેમને શાસ્ત્રોનાં વચનોમાં ને સત્પુરુષોનાં વચનોમાં શ્રદ્ધા રાખવામાં પોતાની બુદ્ધિની હીણુપ પ્રતીત થાય છે. તેમને આ વિશાલ વિશ્વમાં પોતાનાથી કોઇ વધારે ડહાપણુવાળું માણુસ હોય એમ પ્રતીત થતું નથી, ને તેમના અંતઃકરણુની એવી સ્થિતિ હોવાથી તેમનું અંતઃકરણુ ચંચલ ને પ્રકટ કે અપ્રકટ દુઃખવાળું રહ્યા કરે છે. તેમના શુભ નિશ્ચયની ને સદ્‌વર્તનની સલામતી મનાતી નથી. તેવો મનુષ્ય ક્યારે પોતાનો નિશ્ચય બદલી નાંખશે, તે ક્યારે ફરી બેસશે, અને તે સ્વકર્તવ્યથી ને સદ્‌વર્તનથી ક્યારે ચલાયમાન થઈ જશે તે કહી શકાય નહિ. જેને સત્‌શાસ્ત્રોનાં ને સત્પુરુષોનાં વચનોમાં શ્રદ્ધા નથી તેવા અશ્રદ્ધાલુ મનુષ્યનાં વચનોમાં કયો સમજુ માણુસ વિશ્વાસ રાખી શકે? અશ્રદ્ધાલુ મનુષ્ય વ્યવહારમાં સારો મનુષ્ય થઇ શકતો નથી, તે જિજ્ઞાસુ થઇ શકતો નથી, તે મુમુક્ષુ થઇ શકતો નથી, તે મોક્ષસાધક થઇ શકતો નથી, તે પરલોકમાં સારી ગતિ મેળવી શકતો નથી, તે પ્રભુભક્ત થઇ શકતો નથી, તે યોગી થઇ શકતો નથી, તે બ્રહ્મજ્ઞાની થઇ શકતો નથી, અને તે મોક્ષનો લાભ પણુ મેળવી શકતો નથી. એવી રીતે અશ્રદ્ધા મનુષ્યને ઇષ્ટની નહિ પણુ અનિષ્ટનીજ પ્રાપ્તિ કરાવનારી છે, માટે પોતાનું હિત ઇચ્છનાર મનુષ્યે તેનો સર્વદા સર્વથા પરિત્યાગ કરવો જોઇએ. જો હું કોઇ પણુ પ્રકારનું આ લોકનું કે પરલોકાદિનું સુખ મેળવવા ઇચ્છતો

હોઉં તો મારે સતશાસ્ત્રના વિચારથી ને સત્પુરુષોના સમાગમથી મારા અંતઃકરણમાં સાત્ત્વિકી શ્રદ્ધાનો વધારો કરી મારા અંતઃકરણમાંથી અશ્રદ્ધાને મૂલસહિત કાઢી નાંખવી જોઇએ.

પુણ્યકર્મનું યથાશક્તિ સેવન કરવાથી, પાપકર્મનો પરિત્યાગ રાખવાથી, આહાર પથ્ય પવિત્ર ને પરિમિત લેવાથી, ઊંડા શ્વાસો લેવાથી, સત્પુરુષોનો સમાગમ રાખવાથી, સતશાસ્ત્રોનું વાચનમનન કરવાથી, અને આત્માનો, વિશ્વરચનાનો ને પરમાત્માનો યથાશક્તિ વિચાર કરતા રહેવાથી અંતઃકરણનો મેલ દૂર થવા લાગતાં મનુષ્યના અંતઃકરણમાં રહેલી અશ્રદ્ધા દૂર થવા લાગે છે.

એ પ્રમાણે અશ્રદ્ધાની નિવૃત્તિ કરવામાટે કરવાયોગ્ય શ્રેયોભાવના પૂરી થઈ. ૮

## ૯ દુરાગ્રહને નિવૃત્ત કરવાની શ્રેયોભાવના

સતશાસ્ત્રોના ને સત્પુરુષોના વિચારથી વિપરીત વિચારને વળગી રહેવાનો કુસ્વભાવ તે દુરાગ્રહ કહેવાય છે. એ દુરાગ્રહને ખોટી હઠ, ખોટી જીદ, ખોટો તંત, દુષ્ટ અભિનિવેશ, ખોટી ધૂન વા મિથ્યા આગ્રહ પણ કહેવામાં આવે છે. જે મનુષ્યના અંતઃકરણમાં તમો-ગુણનો વધારો હોય છે તે મનુષ્યના અંતઃકરણમાં દુરાગ્રહનો સદ્ભાવ હોય છે. એ દુરાગ્રહ મનુષ્યના અભ્યુદયમાં ને નિઃશ્રેયસમાં પ્રતિબંધ કરનાર છે માટે પોતાનો અભ્યુદય ઇચ્છનાર મનુષ્યે તથા નિઃશ્રેયસ (મોક્ષ) ઇચ્છનાર મનુષ્યે તેને પોતાના અંતઃકરણમાંથી સદાગ્રહવડે નિવૃત્ત કરવો જોઇએ. જે મનુષ્યના અંતઃકરણમાં પાપસંસ્કારોના બહુપણાથી તમોગુણની વૃદ્ધિવડે દુરાગ્રહ રહેતો હોય તે મનુષ્યે પોતાના અંતઃકરણમાં રહેલા દુરાગ્રહને દૂર કરવામાટે નીચે જણાવેલી વા પ્રાપ્ત

પ્રસંગને અનુસરીને તેને મળતી શુભભાવનાઓ શ્રદ્ધા તથા આદર રાખીને કરવી જોઇએ.

દુરાગ્રહી મનુષ્ય વેદાદિ સતશાસ્ત્રોમાં કરેલા ઉપદેશમાં શ્રદ્ધાવિનાનો, આપ્તપુરુષોનાં વચનોમાં શ્રદ્ધાવિનાનો અને આપ્તપુરુષોએ જણાવેલા અનુભવમાં શ્રદ્ધાવિનાનો તથા આપ્તપુરુષોની શાસ્ત્રાનુકૂલ પ્રવૃત્તિને અહિતકર માનનારો હોય છે. એવા દુરાગ્રહી માણુસને માત્ર પોતાના તમોગુણપ્રધાન મનમાંથી ઉપજનારા વિચારોજ સાચા લાગે છે, અને તેને પોતાની પ્રત્યેક તામસપ્રવૃત્તિજ સ્વપરનું હિત કરનારી જણાય છે. દુરાગ્રહને વશ થયેલો મનુષ્ય પોતાના વિપરીત વિચારવડે અને પોતાની વિપરીત પ્રવૃત્તિવડે પોતાનું વાસ્તવિક હિત સાધી શકતો નથી. એવી રીતે દુરાગ્રહ દુરાગ્રહી મનુષ્યનું ને તે દુરાગ્રહી મનુષ્યના વિચારને તથા તેની પ્રવૃત્તિને ઉપકારક માનનાર મનુષ્યનું અહિત કરે છે. જો હું આ લોકમાં સુખી થવા ઇચ્છતો હોઉં, જો હું સ્વર્ગાદિ ઉત્તમ લોકને પ્રાપ્ત કરવા ઇચ્છતો હોઉં, અને જો હું ક્રમમોક્ષ કે સદ્યોમોક્ષ મેળવવા ઇચ્છતો હોઉં તો મારે મારા અંતઃકરણમાં રહેલા સર્વ પ્રકારના દુરાગ્રહનો શાસ્ત્રોક્ત સદાગ્રહના સતત સેવનવડે નિઃશેષ પરિત્યાગ કરવો જોઇએ.

જે વાત શાસ્ત્રવચનોથી, આપ્તપુરુષનાં વચનોથી ને આપ્તપુરુષના અનુભવથી તથા અનુમાનાદિ પ્રમાણોથી અશક્ય જણાતી હોય તે વાત દુરાગ્રહી મનુષ્યને ભ્રાંતિવડે સર્વથા શક્ય લાગે છે. પછી અશક્ય વાતને શક્ય માની તે પોતે ભૂલભરેલી પ્રવૃત્તિ કરે છે, અને બીજા મનુષ્યોને પણ તેવી ભૂલભરેલી પ્રવૃત્તિ હિતકર છે એમ જણાવી તેમને પણ પોતાના જેવી ભૂલભરેલી પ્રવૃત્તિ કરવા દુરાગ્રહને વશ થઇને કહે છે. જે વાત શાસ્ત્રીયદૃષ્ટિએ અશક્ય હોય છે તે વાત સામાન્ય

યત્નથી શક્ય થઇ શકતી નથી, અર્થાત્ ભૂલભરેલી પ્રવૃત્તિથી તે દુરાગ્રહીને તથા તે દુરાગ્રહીને અનુસરનારાઓને ઇચ્છિતનો લાભ થતો નથી, પણ તેમનો સમય, તનમનનો શ્રમ ને દ્રવ્યવ્યય એ સર્વ નિરર્થક ગયેલાં પ્રતીત થાય છે, છતાં તે દુરાગ્રહી મનુષ્યો પોતાનો દુરાગ્રહ છોડતા નથી, ને પોતાનો કક્કો ખરો મનાવવા હેત્વાભાસવાળી ખોટી દલીલો કર્યા કરે છે. તેમના અંતઃકરણમાં પોતાની ભૂલ જોવાનું સામર્થ્ય ન હોવાથી તે પોતાની ભૂલ જોઇ શકતા નથી, ને પોતાનો દુરાગ્રહ ત્યજવા પ્રયત્ન કરતા નથી. પોતાની લીધેલી ખોટી વાત નહિ મૂકનારા આવા મનુષ્યો પોતાને ને પરને હાનિ પહોંચાડે છે. જો હું મારું હિત ઇચ્છતો હોઉં તો મારે આવો તંતીલો સ્વભાવ વિવેકના ને સદાગ્રહના સેવનથી તુરત મૂકી દેવો જોઇએ. આમાં તો હવે મારે જાગ્યા ત્યાંથી સવાર ગણીને વર્તવું જોઇએ. જે દુરાગ્રહ મારો આ લોકનો વ્યવહાર બગાડે, ને પરલોક પણ બગાડે, તેનું સેવન મારે શામાટે કરવું જોઇએ ?

કેટલાક હઠીલા મનુષ્યો જળોની પેઠે વા મકોડાની પેઠે પોતાની વાતને વળગી રહેવાના સ્વભાવવાળા હોવાથી પોતાની લીધેલી અયોગ્ય હઠને સજ્જનોના સમજાવ્યા છતાં પણ છોડતા નથી. તેઓ સતશાસ્ત્રોના અભિપ્રાયની અવગણના કરે છે, જ્ઞાનવૃદ્ધ ને અનુભવવૃદ્ધ પુરુષો તેમને મૂઢજેવા પ્રતીત થાય છે, અને તેઓ પોતાને સર્વજ્ઞજેવા સમજે છે. તેઓ પોતાની વાત સાચી છે એમ મનાવવા હેત્વાભાસવાળી ને સમજુને હાસ્ય ઉપજે એવી મિથ્યા દલીલો કરે છે, અને હમણાં નહિ તો આગળઉપર અમારી વાત સાચી ઠરશે, વા અમને ને બીજાને તે ઉપકારક નીવડશે એમ કહેવા લાગે છે. તેઓ ભ્રમિત મગજવાળા થવાથી પોતાની ભ્રમણાઓને સત્ય માની તેની પાછળ દોડચા જાય

છે, જેનું પરિણામ તેમને કે અન્યને હિતકર આવતું નથી. દુરાગ્રહ એ એક પ્રકારની ગાંડપ છે એ વાત દુરાગ્રહીની સમજમાં આવતી નથી. આવા અનિષ્ટ પરિણામ ઉપજાવનારા ને દુરાગ્રહી મનુષ્યની ગાંડામાં ગણના કરાવનારા દુરાગ્રહથી મારે મારા અંતઃકરણને ઘણામાં ઘણું દૂર રાખવું જોઇએ. મારા અંતઃકરણપર પરમાત્માની, સતશાસ્ત્રની ને સદ્દગુરુની અમોઘ કૃપાની સતત વૃષ્ટિ થયા કરો, કે જેથી મારું અંતઃકરણ પોતાનામાં કદીપણ દુરાગ્રહને લગારે અવકાશ ન આપે.

દુરાગ્રહને વશ થયેલો મનુષ્ય તરંગી હોય છે. તે કહે છે કેઃ—"જો આકાશમાં દેવાદિ રહે છે તો મનુષ્યના નગરની રચના ત્યાં શામાટે ન થઇ શકે? "જો સમુદ્રપર ઘાસવગેરે તરી શકે છે તો મનુષ્યોનાં ગ્રામોનાં ગામો તે પર શામાટે ન વસાવી શકાય?" "જો તૃણાદિ પકડી શકાય છે તો પવનના વેગને પકડી ઘડામાં કે ગોળામાં કેમ ન પૂરી શકાય?" "જો વૃક્ષાદિ મૃત્તિકાદિના ભક્ષણવડે પોતાનું જીવન ચલાવે છે, તો મનુષ્યો મૃત્તિકાદિના ભક્ષણવડે પોતાનું જીવન કેમ ન ચલાવી શકે?" "જલચરો જો જલમાં રહી શકે છે, ને કીડીઓ આદિ ભૂમિમાં રહી શકે છે તો મનુષ્યો શામાટે જલમાં તથા ભૂમિમાં ન રહી શકે?" અને "ઝાડ તથા પહાડ જેમ ઉંચાં છે તેમ માણસો તેટલાં ઉંચાં શામાટે ન થઇ શકે?" પ્રાણિપદાર્થોની પરિસ્થિતિને તથા પ્રકૃતિના બંધારણને સમજ્યા વિના દુરાગ્રહી મનુષ્યો પોતાના મગજના ફાંટાપ્રમાણે પ્રતિપાદન કરે છે, ને તદનુસાર પ્રવૃત્તિ કરે છે. આવા વિચારોને તથા આવી પ્રવૃત્તિને ઠરેલ મગજના મનુષ્યો હસી કાઢે એ સ્વાભાવિક છે. ધૈર્ય ને સાવધાનતા રાખી, પ્રાણિપદાર્થોની પરિસ્થિતિ સમજવાનું તથા પ્રકૃતિનું બંધારણ સમજવાનું બલ મારા અંતઃકરણમાં સતત સ્થિર રહે, ને દુરાગ્રહરહિત મારી સર્વ પ્રવૃત્તિ થાય

એવી મારી ઇચ્છા છે. દયાલુ સદ્દગુરુ મારી શુભેચ્છા સફલ કરવા દયા દર્શાવે.

દુષ્ટ દુરાગ્રહથી જેમનાં અંતઃકરણો પરાભવ પામી ગયાં હોય છે તેઓ નદીની કે ખાડીની પાજ પોતાની સમીપના તટપરથી બાંધવાનો આરંભ નહિ કરતાં નદીના કે ખાડીના સામા તટથી પાજ બાંધવાનો પ્રારંભ કરવા લાગે છે, મકાનનો પાયો ભૂમિમાં નાંખવાને બદલે તે આકાશમાં મકાનનો પાયો નાંખવાની ગોઠવણ કરવા લાગે છે, તે તલ આદિ સ્નિગ્ધ પદાર્થોમાંથી તેલ કાઢવાનો પ્રયત્ન નહિ કરતાં રેતીમાંથી તેલ કાઢવાનો પ્રયત્ન કરે છે, અને તે સવળા ઉપાયોવડે કાર્યસિદ્ધિ કરવાનો પ્રયત્ન નહિ કરતાં અવળા ઉપાયોવડે કાર્યસિદ્ધિ કરવાનો પ્રયત્ન કરે છે. તમોગુણથી પ્રકટતા દુરાગ્રહવડે જેમનાં અંતઃકરણો વિવેકહીન થઈ ગયાં હોય છે તેઓ શક્યાશક્યનો કે સાધનાસાધનનો વિચાર કરી શકતા નથી. હે વિવેકના ભંડારરૂપ પ્રભો! મારું અંતઃકરણ સત્ત્વગુણવડે સર્વદા વિવેકવાળું ને સદાગ્રહી રહે, અને તમોગુણથી પ્રકટતો દુરાગ્રહ તેમાં લેશ પણ પ્રાદુર્ભાવ ન પામે એવી અનુકંપા દર્શાવશો.

દુરાગ્રહને વશ થયેલા દુરાગ્રહી મનુષ્યોને પોતાના તામસવિચારોજ સાચા લાગવાથી તેમને શાસ્ત્રોમાં દર્શાવેલા વિચારો, પ્રામાણિક સત્પુરુષો-એ દર્શાવેલા વિચારો, અને પરિણામદર્શી વયોવૃદ્ધ, તપોવૃદ્ધ, વિદ્યાવૃદ્ધ ને જ્ઞાનવૃદ્ધ પુરુષોએ જણાવેલા વિચારો સત્ય લાગતા નથી. આવાં દુરાગ્રહી માણસો પોતાના દુરાગ્રહવાળા વિચારોથી ને દુરાગ્રહવાળા વર્તનથી પોતાનો આ લોક બગાડે છે, અને સ્વર્ગાદિ ઉત્તમ લોકને પ્રાપ્ત કરવાની, ક્રમમોક્ષ પ્રાપ્ત કરવાની કે સદ્યોમોક્ષ પ્રાપ્ત કરવાની યોગ્યતા પ્રાપ્ત કરી શકતાં નથી. આવી રીતે દુરાગ્રહી મનુષ્ય પોતાનું વર્તમાન જીવન ને ભાવિ જીવન બગાડે છે. હે પરમકારુણિક અંતર્યામિન્! આપ

પરમકારુણ્ય દર્શાવી મારા અંતઃકરણને દુરાગ્રહથી અત્યંત દૂર રાખશો.

દુરાગ્રહી મનુષ્ય પોતાનાં માતપિતાનો પ્રેમ સંપાદન કરી શકતો નથી, તે પોતાના કાકા આદિ વૃદ્ધ સંબંધિજનોનો પ્રેમ પ્રાપ્ત કરી શકતો નથી, તે પોતાની સ્ત્રીની પ્રીતિ પ્રાપ્ત કરી શકતો નથી, અને તે પોતાનાં પુત્રપુત્રીનો પ્રેમ પણ મેળવી શકતો નથી. તે પોતાની શેરીમાંના કે મહોલ્લામાંના મનુષ્યોના અનાદરને પ્રાપ્ત થાય છે, અને તેને તેના ગામનાં કે નગરનાં માણસો પણ આદર આપતાં નથી, પણ તેને મૂર્ખ ગણી તેની ઉપેક્ષા કરે છે. એવી રીતે દુરાગ્રહી મનુષ્ય પોતાના તંતીલા સ્વભાવને લીધે કોઇનો પ્રેમ સંપાદન કરી શકતો નથી, અને પ્રેમવડે પ્રાપ્ત થનારા સુખને ભોગવવા પણ તે ભાગ્યશાલી થતો નથી. હે દયાલુ દેવ ! પુણ્યવડે પ્રાપ્ત થયેલા મનુષ્યજીવનને અકારું કરી નાંખનારા એ દુષ્ટ દુરાગ્રહથી મારા મનને ઘણામાં ઘણું વેગળું રાખવા કૃપા કરશો.

દુરાગ્રહી મનુષ્ય પોતાની ખેતીનું કામ જેવું કરવું જોઇએ તેવું કરી શકતો નથી, તેથી તે ખેતીવડે દ્રવ્ય સંપાદન કરવા સમર્થ થતો નથી. તેના હઠીલા સ્વભાવથી તેના ઘરનાં માણસો તેની સાથે અનુકૂલપણે વર્તતાં નથી. તેના ઘરમાં કુસંપ રહેવાથી તેની ખેતીનું કામ સમયસર જેવું થવું જોઇએ તેવું થઇ શકતું નથી. કુસંપથી તેના ઘરનાં માણસોનું ને તેનું પોતાનું દારિદ્રય ઉપજાવનારું અયોગ્ય અદૃષ્ટ બંધાય છે. એવા હઠીલા માણસને તેની ખેડના કામમાં કોઇ ભાગદાર મળી શકતો નથી, અને તેને પોતાની ખેડના કામમાં મજુર જોઇએ તો તે મેળવવા પણ તેને શ્રમસાધ્ય થઇ પડે છે. ખેતરો ખેડવામાં, વાવણી કરવામાં, નિંદવામાં તથા કાપણીમાં, લણણીમાં ને વીણણીમાં પણ તેનો હઠીલો સ્વભાવ હાનિ કરે છે. તેના હઠીલા સ્વભાવને લઇને તેને તેના ગામના

વ્યાપારીઓની સાથે, જ્ઞાતિનાં માણસોની સાથે, ગામનાં માણસોની સાથે અને રાજ્યના અધિકારીઓની સાથે અણબનાવ ચાલ્યા કરે છે, જે અણબનાવને પરિણામે તેને કેટલીક વાર આર્થિક હાનિ ભોગવવી પડે છે. એવી રીતે ખેતીવાડીવડે પોતાની આજીવિકા ચલાવવા ઇચ્છનાર તથા દ્રવ્ય સંપાદન કરવા ઇચ્છનાર મનુષ્યને તેનો હઠીલો સ્વભાવ અપકાર કરે છે. હે પ્રભો ! આવો હઠીલો સ્વભાવ મારા અંતઃકરણમાં પ્રકટે નહિ, તથા તે સ્થિતિ ન કરે એવી અનુકંપા દર્શાવશો.

જે મનુષ્ય વ્યાપાર કરતો હોય તે મનુષ્ય જો હઠીલા સ્વભાવનો હોય તો તે પોતાના હઠીલા સ્વભાવને વશ થઇ કેટલીકવાર વેચવામાટે જોઈતી વસ્તુઓ અનુકૂલ સમયે વેચાતી લઇ શકતો નથી, તથા પોતાની પાસેની વેચવાની વસ્તુઓ અનુકૂલ સમયે વેચી શકતો નથી. તેના હઠીલા સ્વભાવથી તે પોતાની દુકાનમાંના માલનાં ગ્રાહકોને વધારી શકતો નથી, બીજા વ્યાપારીઓ વગેરેની પાસેથી માલ વેચાતો લેવામાં તથા અન્ય વ્યાપારીઓ વગેરેને પોતાનો માલ આપવામાં પણ તેનો હઠીલો સ્વભાવ તેને અડચણ કરનારો થઈ પડે છે. તેના હઠીલા સ્વભાવથી તેને સારા સ્વભાવના ને પોતાના ધંધાના અનુભવી વાણોતરો મળી શકતા નથી, ને જે વાણોતર તેને મળે છે તે વાણોતર પણ તેના હઠીલા સ્વભાવથી કંટાળી નોકરી છોડી ચાલ્યા જાય છે. એવી રીતે વ્યાપારવડે પોતાનું ને પોતાના પોષ્યવર્ગનું ભરણપોષણ કરવા ઇચ્છનાર મનુષ્યને તેનો હઠીલો સ્વભાવ અપકાર કરે છે. હે દેવ! આ હઠીલા સ્વભાવને મારા અંતઃકરણમાં કયારેય લેશ પણ સ્થાન ન મળે એવી કૃપા કરશો.

જે મનુષ્ય નોકરીવડે પોતાનો ને પોતાના કુટુંબનો જીવનનિર્વાહ ચલાવવા ઇચ્છતો હોય તે મનુષ્ય જો હઠીલા સ્વભાવનો હોય તો

કોઇ પણ ઠેકાણે તે ચિરકાલ નોકરી કરી શકતો નથી, તે પોતાના શેઠની કે પોતાના ઉપરિની કૃપા સંપાદન કરી શકતો નથી, ને તે જેમની સાથે કામ કરતો હોય તેમની સહાનુભૂતિ મેળવી શકતો નથી. તે પોતાના દુરાગ્રહી સ્વભાવથી પોતાને નોકરીમાં આગળ વધવામાટે જે શીખવાનું હોય તે શીખી શકતો નથી, તે જે શીખ્યો હોય તેને પ્રીતિપૂર્વક આચરણમાં મૂકી શકતો નથી, અને તે પોતાનું જે કર્તવ્ય હોય તે પણ સારી રીતે કરી શકતો નથી, તેથી તે પોતાની નોકરીવડે જોઇતું દ્રવ્ય પ્રાપ્ત કરી શકતો નથી, ને દુઃખી થાય છે. એવી રીતે દુરાગ્રહી સ્વભાવ નોકરને દ્રવ્યપ્રાપ્તિ કરવામાં વિઘ્નરૂપ થાય છે. હે અંતર્યામિન્ ! મારા અંતઃકરણમાં એ દુઃખદ દુરાગ્રહને લેશ પણ અવકાશ ન આપવા દયા દેખાડશો.

વકીલ, દલાલ, વૈદ, પુરોહિત ને બીજો ધંધો કરનારા પણ જો હઠીલા સ્વભાવવાળા એટલે દુરાગ્રહી હોય તો તેઓ પણ પોતાના ધંધાવડે દ્રવ્ય કે યશ પ્રાપ્ત કરવા ભાગ્યશાલી થતા નથી. તેઓ ઘણી વેલા પોતાના કામકાજમાં પાછા પડી લોકોના અનાદરને તથા ઉપહાસને પાત્ર થાય છે, છતાં તેમના નીંભર થઇ ગયેલા મનપર તેની કશી શુભ અસર થતી નથી. પરમાત્માનો, સતશાસ્ત્રોનો ને મહાપુરુષોનો "મનુષ્યોએ શુભકર્મમાં સર્વદા સદાગ્રહી રહેવું" એવો ઉપદેશ છે, છતાં દુરાગ્રહી મનુષ્યો એ પવિત્ર, શુભ ને હિતકર ઉપદેશને સત્ય માનતા નથી, તથા તેને આદરપૂર્વક અનુસરતા નથી. આવા મનુષ્યો પોતાનો આ લોક તથા પરલોક બગાડે છે, ને મોક્ષનાં સાધનો પ્રાપ્ત નહિ કરી શકવાથી મોક્ષ પણ મેળવી શકતા નથી. પાપસંસ્કારયુક્ત હૃદયવાળાં માણસો સજ્જનોના સમજાવ્યાં પણ ન સમજે એવાં દુરાગ્રહી હોય છે, અને પુણ્યસંસ્કારયુક્ત હૃદયવાળાં માણસો શુભકર્મમાં સર્વદા સદાગ્રહી

હોય છે. હે પરમાત્મન્! દયા કરીને મારા અંતઃકરણને દુઃખદ દુરાગ્રહથી દૂર રાખશો, ને શુભકર્મમાં સર્વદા સદાગ્રહી રાખશો.

કેટલાક મનુષ્યો દુરાગ્રહને સત્યાગ્રહ સમજે છે. સત્શાસ્ત્રના ઉપદેશને અનુસરતો અને મનુષ્યના અંતઃકરણમાં વૃદ્ધિ પામેલા સત્ત્વ-ગુણમાંથી પ્રકટતો આગ્રહ સત્યાગ્રહ કહેવાય, પણ સત્શાસ્ત્રના ઉપદેશને હસી કાઢતો અને મનુષ્યના અંતઃકરણમાં તમોગુણની વૃદ્ધિ થવાથી પ્રકટતો આગ્રહ સત્યાગ્રહ ન કહેવાય, પણ દુરાગ્રહજ કહેવાય. જે મનુષ્યોનાં અંતઃકરણો દુરાગ્રહથી અત્યંત પરાભવ પામી જાય છે તેઓને ચેતનનું એકરસપણું ને પ્રકૃતિનું વિચિત્રપણું જોઇએ તેવું સમજાતું નથી, તેથી તેઓ ચેતનને એક કરવાનો—સર્વ જીવોને તેમના વાસ્તવિકસ્વરૂપભૂત ચેતનમાં એક કરવાનો—પ્રયત્ન નહિ કરતાં પ્રકૃતિને—વિપરીતધર્મવાળા ત્રણ ગુણોને—એક કરવાનો પ્રયત્ન કરે છે. તેમને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, અતિશૂદ્ર, ઢેઢ ને ભંગી એ જાતિઓ ત્રણ ગુણના ન્યૂનાધિકપણાથી ઉપજી છે, ને સ્થિત છે, એમ સમજાતું નથી, પણ એ સર્વને એક કરી નાંખી આર્યને અનાર્ય બનાવવામાં વ્યક્તિનું ને દેશનું કલ્યાણ સમજાય છે. જીવો પોતપોતાના પૂર્વકર્માનુસાર બ્રાહ્મણાદિ જાતિમાં જન્મે છે, ને તેમણે પોતપોતાની જાતિના જે ગુણો શાસ્ત્રમાં કહ્યા છે તે ગુણોને પોતાના અંતઃકરણમાં વિકસાવવા ઘણામાં ઘણો પ્રયત્ન કરવો જોઇએ, પણ જાતિનો ને ગુણોનો વ્યતિક્રમ થાય એમ નજ વર્તવું જોઇએ. ચાંડાલાદિ જે પોતપોતાના પૂર્વજન્મનાં અશુભ કર્મોથી અસ્પૃશ્યજાતિમાં જન્મ્યા છે તેઓ માત્ર સ્નાન કરવાથી કે ધોયેલાં કપડાં પહેરવાથી પોતપોતાના કર્માશયમાં રહેલા અશુભ સંસ્કારોને ધોઇ શકતા નથી તેથી બ્રાહ્મણાદિએ સ્પર્શ કરવા-યોગ્ય થઇ જતા નથી. અસ્પૃશ્યજાતિમાં જન્મેલા મનુષ્ય મુસલમાન

કે ખ્રીસ્તી થાય તેથી પણ તે સ્પર્શ કરવાને યોગ્ય થઈ જતા નથી, કેમકે તેમના અંતઃકરણમાં પાપસંસ્કારો વિદ્યમાન છે. ધર્માંતર કરવાથી અસ્પૃશ્યજાતિં સ્પર્શ કરવાને યોગ્ય થઇ જાય છે એ સમજ શાસ્ત્ર નહિ જાણનારા મનુષ્યોની છે, સમજુ ને શાસ્ત્રજ્ઞ મનુષ્યોની નથી. મનુષ્યનું મન જ્યારે દુરાગ્રહથી પરાભવ પામી જાય છે ત્યારે તે પોતે બ્રાહ્મણજ્ઞાતિનો હોય તોપણ તે પોતાના ધર્મનું પાલન કરવામાં ને બ્રાહ્મણાદિની સેવા કરવામાં અભિરુચિ નહિ રાખતાં ધર્મશાસ્ત્રો જેમને અસ્પૃશ્ય કહે છે તેમનો સ્પર્શ કરવામાં ને તેમની સેવા કરવામાં અભિરુચિ રાખે છે, ને પોતાના પુત્રાદિને પણ એવોજ ઉપદેશ આપે છે. કોઈ બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્ય જો અધમ વિચારવાળો ને અધમ વર્તનવાળો હોય તો તે અધમ ગણાય, ને વિવેકી દ્વિજ તેનો સંસર્ગ ન ઇચ્છે, અને પૂર્વજન્મોના પુણ્યસંસ્કારોથી કોઈ ભંગી પવિત્ર વિચારવાળો ને પવિત્ર વર્તનવાળો હોય તો તે માન આપવાયોગ્ય ગણાય, પણ તેથી અધમ દ્વિજ વ્યવહારપક્ષે અસ્પૃશ્ય ગણાતો નથી, ને ઉત્તમ ભંગી વ્યવહારપક્ષે સ્પર્શ કરવાયોગ્ય ગણાતો નથી. દુરાગ્રહને વશ થયેલા કેટલાક મનુષ્યો ભંગીનો સ્પર્શ કરવામાં, તેમના ઘરના ને યવનના ઘરના રાંધેલા અન્નનું ભક્ષણ કરવામાં, અને તેમના ઘરનું પાણી કે ચા પીવામાં પોતાનો ને પોતાના દેશનો ઉદ્ધાર માને છે. વિવેકથી ભ્રષ્ટ થયેલાઓનો સેંકડો માર્ગે વિનિપાત થાય છે એ સત્પુરુષોનું કથન દુરાગ્રહી મનુષ્યો સમજી શકતા નથી, ને ઉત્તરોત્તર વિવેકનો પરિત્યાગ ને અવિવેકનું સેવન કરતા જાય છે. ભરતખંડમાં એક કરોડથી ન્યૂન માણસો અસ્પૃશ્યવર્ગનાં હોવાનો સંભવ છતાં તેમને તેવાં માણસોની સંખ્યા સાત કરોડ પ્રતીત થાય છે, તેમનો સ્પર્શ નહિ કરવાથી તેઓ ખ્રીસ્તી કે મુસલમાન થઈ જાય છે એવી

ભ્રમણા તેમને ઉપજે છે, અને તેમને સુધારવાનું ને સાહાય્ય આપવાનું કામ વિધિવત્ નહિ કરતાં તેમના સ્પર્શનોજ મહિમા તેઓ ગાયા કરે છે. હે કૃપાસાગર ! ઉપર જણાવેલી રીતે મનુષ્યની ઉત્તરોત્તર અધોગતિ કરનારા એવા દુરાગ્રહથી મારા અંતઃકરણને વિમુખ ને સદાગ્રહની અભિમુખ રાખવા અનુગ્રહ દર્શાવશો.

આ દેશમાં ખેતીવાડીની સુધારણા કરવાની પ્રધાનપણે અગત્ય છે, તે અગત્ય દુરાગ્રહી મનુષ્યોને જોઇએ તેવી સમજાતી નથી, ને ખાદીનીજ અગત્ય તેમને પ્રધાનપણે સમજાય છે. આ દેશમાં બનેલાં વસ્ત્રોનો દેશી લોકો પોતપોતાની સ્થિતિને અનુસરી ઉપયોગ કરે તે ઇચ્છવાયોગ્ય છે, પણ સ્થિતિભેદે બધા મનુષ્યો ખાદી વાપરી શકે નહિ. જેમને તે અનુકૂલ આવે તે વાપરે, ને જેમને તે અનુકૂલ ન આવે તે ન વાપરે, તેમાં કદાગ્રહ ન જોઇએ. માત્ર ખાદી વાપરવાનોજ દુરાગ્રહ ન રાખતાં આ દેશના લોકોને જોઇતું કાપડ આ દેશમાં ઉત્પન્ન કરી શકાય એવો પ્રયત્ન સ્વદેશાભિમાનીઓએ કરવો જોઇએ, કે જેથી જે મનુષ્યને જે કાપડ વાપરવું હોય તે કાપડ તે વાપરી શકે. કદાગ્રહને વશ થઇ સૂત્રના તાંતણાથી સ્વરાજ્યના લાભની વાતો કરવી તે વાણીનું વિગ્લાપનમાત્ર છે એમ સમજુઓ માને છે. અશક્ય વાતોના પ્રતિપાદનમાં અસત્ય તથા કૂડકપટની સેળભેળ થવાથી મનુષ્ય સત્યધર્મ-થી જાણે અજાણે વિમુખ થવા લાગે છે, અને દુરાગ્રહને અતિવશ થવાથી તે પોતાના વિવેકરૂપ નેત્રને ખોઇ બેસે છે. પછી તેને સજ્જનોનો તથા પરિણામદર્શી પુરુષોનો ઉપદેશ અસર કરતો નથી, ને તેને પોતાનું ને અન્યનું હિતાહિત પણ સમજાતું નથી. હે દયાલુ અંતર્યામિન્ ! આપ દયા કરીને મારા અંતઃકરણને એવા દુરાગ્રહથી અત્યંત રહિત રાખશો.

ગરીબ વિધવાઓ અવકાશના સમયમાં રેંટીઓ ફેરવી સૂત્ર કાંતે,

અને જેમને આજીવિકાને માટે બીજો ધંધો ન હોય, વા નવરાશના સમયમાં જેમને પોતાના મનને આનંદ આપવામાટે તકલીવડે સૂત્રાદિ કાંતવાની ઇચ્છા થતી હોય તેવા પુરુષો તકલીવડે ભલે સૂત્રાદિ કાંતે. તેઓ તેમ કરે તેમાં તેમને કે દેશને કોઈ પ્રકારની હાનિ જણાતી નથી, પણ ભરતખંડના બધા પુરુષોએ અને બધી સ્ત્રીઓએ-નાનામોટા સર્વ મનુષ્યોએ-રેંટીઓ ફેરવવો વા તકલી ફેરવવી એમાં તેમનું ને દેશનું કલ્યાણ છે એમ માનવું, અન્યને એમ કહેવું, જાતે એમ કરવું, ને બીજાપાસે તેમ કરાવવામાટે પ્રયત્ન કરવો એ પણ દુરાગ્રહજ છે. મનુષ્યોની પરિસ્થિતિનો શાંતચિત્તે પૂરો વિચાર કર્યા વિના આવી દુરાગ્રહવાળી પ્રવૃત્તિથી પોતાના ને અન્યના સમયનો, દ્રવ્યનો, શરીર-સામર્થ્યનો ને અંતઃકરણસામર્થ્યનો દુરુપયોગ થાય છે, ને પરિણામે સ્વપરનું ઐહિક કે આમુષ્મિક હિત સધાતું નથી, તથા તેમનું મન તરંગી થઇ જઈ અગત્યન કર્તવ્યમાં તે સુસ્થિર રહી શકતું નથી. મનુષ્યનું અંતઃકરણ જ્યારે દુરાગ્રહને વશ થઈ જાય છે ત્યારે તે અંતઃકરણમાં સત્શાસ્ત્રના કે પરિણામદર્શી પુરુષોના યોગ્ય વિચારો પ્રવેશ કરી શકતા નથી. તે સર્વદા પોતાનુંજ ગાયું ગાયા કરે છે. હે પરમાત્મન્' મારા અંતઃકરણને એવા દુરાગ્રહથી દૂર રાખવા અનુગ્રહ દર્શાવશો.

આત્મનિર્ણય એટલે પોતાના પવિત્ર, સ્થિર ને સૂક્ષ્મ અંતઃકરણમાં-થી સત્શાસ્ત્રને અનુસરતો પ્રકટ થનારો શુદ્ધ નિશ્ચય. આવો નિશ્ચય તે મનુષ્યને અને અન્ય મનુષ્યને ઉપકારક થાય છે, પણ પ્રત્યેક મનુષ્યે એટલે રાજસી કે તામસી પ્રકૃતિવાળા મનુષ્યોએ તથા બાળકોએ અને જુવાનોએ પણ પોતપોતાના અંતઃકરણમાં ઉપજતા શાસ્ત્રનિરપેક્ષ નિશ્ચયોને સત્ય માનવા, ને કોઈની લેશ પણ દરકાર રાખ્યા વિના તે નિશ્ચય બીજાને કહેવા, ને પોતે તે પ્રમાણે વર્તવું તે

વાસ્તવિક આત્મનિર્ણય કહેવાય નહિ, પણ ઉન્માદ વા ઉચ્છૃંખલતા કહેવાય. જે મનુષ્યો આવા ઉન્માદને વા ઉચ્છૃંખલતાને વશ થાય છે તે મનુષ્યો જાણે અજાણે પોતાનું ને પરનું અહિત કરી પરિણામે પોતાને ને પોતાના દેશને હાનિ પહોંચાડે છે. હે પરમકારુણિક દેવ ! આપ કૃપા કરીને મારા અંતઃકરણને આવા ખોટા આત્મનિર્ણયરૂપ એક પ્રકારના દુરાગ્રહથી મોકળું રાખશો.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર એ ચાર વર્ણના મનુષ્યો ધર્મશાસ્ત્રાદિમાં જણાવેલા પોતપોતાના ધર્મનું પરિપાલન કરે, અને ખાનપાનાદિનો વિવેક રાખી વર્તે તેમાં તેમને પોતાને અને આ દેશને લાભ છે, પણ ચારે વર્ણો પોતપોતાની શાસ્ત્રોક્ત મર્યાદાનો પરિત્યાગ કરી એક (અતિશૂદ્ર કે ભંગી) થઈ જાય તેમાં તેમને કે આ દેશને વાસ્તવિક લાભ નથી, છતાં જ્યારે મનુષ્યોના મનની સ્થૂલતા ને અનુચિત ચંચલતા વધી તેમાં અર્થકામની લલુતા તથા ઉચ્છૃંખલતા વધે છે ત્યારે તે મનુષ્યોને વર્ણભેદ પોતાની માની લીધેલી ઉન્નતિમાં ને પોતાની માની લીધેલી સ્વદેશની ઉન્નતિમાં વિઘ્નરૂપ જણાય છે. એવા દુરાગ્રહી મનુષ્યો ખાનગીમાં ને કોઈ વેલા જાહેરમાં વર્ણધર્મથી વિપરીતરીતે વર્તે છે, ને બીજાઓને વર્ણધર્મનો પરિત્યાગ કરવા હઠપૂર્વક કહે છે. ક્ષત્રિયો, વૈશ્યો ને શૂદ્રો શાસ્ત્રોક્ત સુવિચારનું ને સદાચારનું શ્રદ્ધાપ્રીતિથી પરિપાલન કરી શાસ્ત્રોક્ત બ્રાહ્મણજેવા થવાનો પ્રયત્ન કરે તે ઇચ્છવાયોગ ને ઉપકારક છે, પણ બ્રાહ્મણો, ક્ષત્રિયો ને વૈશ્યો શાસ્ત્રોક્ત સદાચારનો ત્યાગ કરી શૂદ્રના જેવા થવાનો પ્રયત્ન કરે, ને તેમાં પોતે મોટું શ્રેષ્ઠ કામ કર્યું એમ માની લે તે ઇચ્છવાયોગ્ય તથા ઉપકારક નથી. વર્ણધર્મના પરિત્યાગથી આર્યનું આર્યત્વ નાશ પામે છે એ વર્ણધર્મનો વિનાશ કરવાનો દુરાગ્રહ રાખનારાઓને સમજાતું નથી. દીનબંધુ પરમાત્મા એવા વર્ણધર્મવિનાશક દુરાગ્રહથી

મારા અંતઃકરણને દૂર રાખવા કૃપા કરો.

મૂર્તિપૂજા પરમાત્માની ભક્તિ કરવા ઇચ્છતા મનુષ્યને આરંભમાં ઉપયોગી છે. પરમાત્માની મૂર્તિનું પૂજન કરવાથી પૂજન કરનાર મનુષ્યને પાપ થતું નથી, પણ તેનું વિધિવત્ પ્રેમપૂર્વક પૂજન કરવાથી મૂર્તિપૂજા કરનારનું અંતઃકરણ પરમાત્મામાં પ્રીતિવાળું તથા એકાગ્ર થાય છે. પરમાત્માનું માનસપૂજન કરવાનો અધિકાર જેમને પ્રાપ્ત થયો છે, અથવા જેમણે પરમાત્માના વાસ્તવિક સ્વરૂપને જાણ્યું છે તેમણે મૂર્તિપૂજન કરવુંજ જોઇએ એવો સતશાસ્ત્રનો આગ્રહ નથી. આવા શાસ્ત્રરહસ્યને નહિ સમજનારા ને માત્ર ધર્મની વાતોજ કરનારા દુરાગ્રહી લોકો મૂર્તિપૂજાનું ખંડન કરવામાં તથા મૂર્તિઓનો નાશ કરવામાં આનંદ માને છે. આવી પ્રવૃત્તિવડે તેઓ મૂર્તિપૂજકોનાં અંતઃકરણોને ખેદ ઉપજાવે છે, ને પોતાના અંતઃકરણમાં પાપસંસ્કારો પાડે છે. પરમાત્મા એવી અણસમજયુક્ત દુરાગ્રહવાળી પ્રવૃત્તિથી મારા અંતઃકરણનું રક્ષણ કરવા દયા કરો.

દ્વિજવિધવાઓનો પુનર્વિવાહ કરાવવાનાં, કન્યાઓનાં બહુ મોટી વયે લગ્નો કરાવવાનો, તથા યુરોપઅમેરિકામાં સાધારણ પ્રયોજનમાટે પણ પ્રવાસ કરવામાં દ્વિજોનું હિત રહેલું છે એમ જણાવવાનો દુરાગ્રહ સેવનારાઓ પણ શાસ્ત્રીયદૃષ્ટિએ ભૂલ કરે છે, અને એ દુરાગ્રહ સેવવાયોગ્ય નથી. જિજ્ઞાસુએ પોતાના અંતઃકરણને એવા અપકારક દુરાગ્રહથી મોકળું રાખવા પ્રયત્ન કરવો જોઇએ.

સત્પુરુષોનો આદરપૂર્વક વિનયથી સમાગમ કરવાથી, સતશાસ્ત્રોનો ઉપદેશ ધૈર્ય, વિવેક ને સાવધાનતા રાખીને સમજવાથી, અને શાસ્ત્રોક્ત શુભકર્મો તથા ઇશ્વરની ને પોતાના સદ્ગુરુની ભક્તિ કરવાથી મનુષ્યનું અંતઃકરણ દુરાગ્રહથી પરાભવ પામતું નથી.

એ પ્રમાણે દુરાગ્રહની નિવૃત્તિ કરવામાટે કરવાયોગ્ય શ્રેયોભાવના પૂરી થઈ. ૯

# પુસ્તકોનું વિજ્ઞાપન

ઉપનિષદો. રૂ. ૬-૪-૦ વેદાંતદર્શન. પાકા
કાચા પૂંઠાનું. રૂ. ૩-૦-૦ સાંખ્યપ્રવચન સંસ્કૃત
સાથે. રૂ. ૧-૦-૦ યોગકૌસ્તુભ. રૂ. ૧-૯-
રૂ. ૨-૧૦-૦ પરમપદબોધિની. રૂ. ૦-૧૪-૦
વિચાર. રૂ. ૦-૧-૦ નાથસ્વરોદય. રૂ. ૦-
સ્પષ્ટીકરણ. રૂ ૦-૧-૬ મનુષ્યમિત્ર. રૂ. ૦-
રૂ. ૦-૩-૦ સુબોધકલ્પલતા. રૂ. ૦-૯-૦ :
કિરણ. રૂ. ૦-૧૨-૦ સદુપદેશદિવાકર તૃતીય
સદુપદેશદિવાકર ચતુર્થકિરણ. રૂ. ૧-૨-૦
૧ થી ૧૦ રૂ. ૦-૭-૬ ઉપદેશગ્રંથાવલિના :
૦-૮-૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૨૬ થી ૩૫
ગ્રંથાવલિના અંક ૩૬ થી ૫૮ રૂ. ૧-૨-૦ યો
પ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ. રૂ. ૦-૫-૬ ગી
રૂ. ૧-૮-૦ રાસપંચાધ્યાયી ભક્તિપક્ષની તથ
ટીકાસહિત. રૂ. ૦-૫-૬ પ્રણવપટ્ટ. રૂ. ૦-
રૂ. ૦-૨-૦ નાથકાવ્ય. રૂ. ૦-૫-૦ નાથક
૦-૧૪-૦ સદુપદેશમાલા પ્રથમ ભાગ. રૂ. ૦-
રૂ. ૦-૩-૦ વિનોદમાલા. રૂ. ૦-૫-૦ દુરાચાર
રુદ્રસૂક્ત પુરુષસૂક્ત ને [illegible] વાસ્યાદિ સટીક. :
સટીક. રૂ. ૦-૦-૯ વૈરાગ્યસુધાકર. રૂ. ૦-
૦-૦-૬ શ્રીયજુર્વેદીય આહ્નિકપ્રકાશ. રૂ. ૦
ધર્મનું નિરૂપણ. રૂ. ૦-૧-૦ સુવિચારચંદ્રિકા. :
માલિકા. રૂ. ૦-૩-૦ વિવેકભાસ્કર પ્રથમરશ્મ.
જ્ઞાનની પ્રાપ્તિનાં વીશ સાધનો. રૂ ૦-૯-૦. અરી.
જ્ઞાનદર્પણ. રૂ. ૧-૬-૦ કર્તવ્યબોધ રૂ. ૦-૮-૦
રૂ. ૦-૨-૦ ભગવદ્ગીતાના મુખ્યોપદેશસંબંધી વિ
ઉપરનાં પુસ્તકો મળવાનું ઠેકાણું: વ્યવસ્થાપક, [illegible]